# સાહિત્ય દર્શન
## (પહેલું)

અંબાલાલ નૃ. શાહ

સોલ એજન્ટ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

[ મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ મંજૂર કરેલું છે ]

# સાહિત્યદર્શન

## પહેલું

: સંપાદક :

અંબાલાલ નૃ. શાહ. (ભા. વિ.)
(ભૂતપૂર્વ) હેડમાસ્તર—પોપ્યુલર હાઈસ્કુલ
અમદાવાદ

સોલ એજન્ટ :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક
અંબાલાલ નૃ. શાહ
રાજા મહેતાની પોળ
અમદાવાદ

આવૃત્તિ ૨ જી
પ્રત ૧૨૫૦
સંવત ૧૯૯૫
સન ૧૯૩૯

કિંમત દસ આના

— તયાર છે —

સાહિત્યદર્શન—બીજું પાઠ્ય પુસ્તક તરીકે મંજુર ૦–૧૪–૦
સાહિત્યદર્શન—ત્રીજું ,, ,, ,, ,, ૧—૨–૦



મુદ્રક,
મણિલાલ કલ્યાણદાસ પટેલ,
સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ,
પાનકોર નાકા : અમદાવાદ.

# નિવેદન—પહેલી આવૃત્તિનું

**જ્યાર**થી મેટ્રિકની પરીક્ષામાં ગૂજરાતી ભાષાને સ્થાન આપવામાં આવ્યું છે ત્યારથી માધ્યમિક શાળાઓને ઉપયોગી થાય એવા ગદ્યપદ્યયુક્ત સાહિત્યસંગ્રહો ઠીક બહાર પડ્યા છે. એવો એક વધુ સાહિત્યસંગ્રહ આજે ઉમેરાય છે.

ગૂજરાતી ભાષા, પ્રેમાનંદકાળ પૂર્વે અપ્રિય હતી તે મટી પ્રિય અને મિષ્ટ ગનતી આવી છે અને આજે તેના પ્રત્યેની અભિરુચિ સૌમાં દેખા દે છે. દિનપ્રતિદિન ગૂજરાતી ભાષા પ્રત્યેની અભિરુચિ વધતી જાય છે તેમજ મુંબાઈ વિદ્યાપીઠે તેને બીજી ભાષા તરીકે સ્થાન આપ્યું છે, તેથી આ ભાષાનું મહત્ત્વ ક્રમશઃ વિકાસ પામે એ સ્વાભાવિક છે.

આ દૃષ્ટિએ આજના સંગ્રહોમાં આવતી કાસે કંઈક વિશેષ તત્ત્વ ઉમેરાય તો સારૂં, એમ સમાજ વાંછ્યા જ કરશે. આવા બીજા સંગ્રહો ભવિષ્યમાં તૈયાર થશે તેનીય યુગધર્મ મુજબ આવશ્યકતા રહેશે, એ વિચાર બરાબર હોય તો આ સંગ્રહને કેટલો આવકાર આપવો એનો નિર્ણય સંસ્કારી પ્રજા પાસે રહે એ જ ઠીક છે.

ઈષ્ટ અને શિષ્ટ એવા લગભગ સઘળા જ લેખકોની વાનગીઓ અહીં રજુ થઈ છે એવો કથનભાવ નથી જ; તથાપિ અર્વાચીન અને અદ્યતન લેખકોની પ્રસાદીથી આજના વિદ્યાર્થીઓ પરિચિત રહે અને રસાસ્વાદ કર્યા કરે, એ મારી ઈચ્છા બને એટલી સિદ્ધ કરવાના પ્રયત્નો થયા છે; અને કેટલે અંશે ફળીભૂત થયા છે તે નક્કી કરવાનું કામ મારૂં નથી. આમ છતાં પ્રાચીન કવિઓને વિસરવા દેવા એ કિંચિદપિ યોગ્ય નથી તેમજ તેમના સામાન્ય હિતની વિરુદ્ધ પણ છે!

ગૂજરાતી ભાષાનો નરસિંહ મહેતાના કાળથી તે આજ લગીનો ઈતિહાસ પણ વિદ્યાર્થીઓને જાણવો જરૂરનો છે, અને તે ભાષાજ્ઞાનની અભિરુચિમાં અંતરાયરૂપ છે એમ તો નહિ જ કહી શકાય. ઇતિહાસનું એવું ટૂંકું દિગ્દર્શન આ 'સાહિત્યદર્શન'ના બીજા ને ત્રીજા ભાગમાં આપવામાં આવેલું છે.

આ સંગ્રહ ઉપયોગી નિવડશે તો હું મારો શ્રમ સફળ થયો માનીશ. આ સંગ્રહ તૈયાર કરવામાં મને શિક્ષકોએ અને મિત્રોએ સંગ્રહને અદ્યતન (up-to-date) બનાવવાની દૃષ્ટિએ જે સૂચનાઓ અને સાહાય્ય આપેલી છે તે માટે હું તેઓનો તેમજ જે જે લેખકોના લેખોવડે આ સંગ્રહ અલંકૃત થયો છે તે સૌનો અહીં આભાર માનવાની તક લઉં છું.

રાજા મહેતાની પોળ
અક્ષયતૃતીયા, ૧૯૯૦
અમદાવાદ

અંબાલાલ નૃ. શાહ

# નિવેદન—બીજી આવૃત્તિનુ

**આ** શિક્ષણ-ગ્રન્થની પહેલી આવૃત્તિ જૂન માસમાં પ્રગટ થવા પામી હતી અને ત્યાર બાદ આજે બરાબર પાંચ વર્ષે તેની બીજી આવૃત્તિ થાય છે. આ બધો સમય દરમિયાન કોઈ પણ શિક્ષણ સંસ્થા પાસે લાગવગ કે વિનંતિની ઝડી વરસાવ્યા સિવાય સ્વેચ્છાથી આનો સ્વીકાર થયો છે એથી પાઠ્યપુસ્તકની ઉપયોગિતા સ્વયંસિદ્ધ બનેછે.

પહેલી આવૃત્તિના નિવેદનકાળે 'મુંબઈ વિદ્યાપીઠ' પાસે રાખેલી આશા આજે ફળી છે અને એથી ગૂજરાતી ભાષાનું પ્રાધાન્ય ઝટ તરી આવે છે. આ સ્થિતિમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો ઉભય માતૃભૂમિ અને માતૃભાષાનો સમન્વય સાધશે તથા બન્નેની મહત્તાને સમજશે. સમીક્ષકોએ આ સંગ્રહની નૂતન દૃષ્ટિ વખાણી છે. એથી સંતોષ નહિ માનતાં વિશેષતા સાધવા પ્રયત્ન કર્યો છે.

આ નવી આવૃત્તિમાં મહત્ત્વનો કશો સુધારો વધારો કર્યો નથી. આજની અદ્યતન દૃષ્ટિ વાંછે છે એવા થોડાક લેખો ઉમેરી તથા

કાવ્યવિભાગનું મુદ્રણ મોટા ટાઈપથી તૈયાર કરાવરાવી તેનું કદ વધાર્યું છે. સુરુચિને ઉપયુક્ત બને એવું ગેટ-અપ તૈયાર કરવામાં શક્ય પ્રયત્ને સરસતા સાધવા પ્રયત્ન કર્યો છે. તે કેટલે અંશે ફળીભૂત થયેલ છે તે પુસ્તક પરથી જણાઈ આવશે. છાપભૂલ નથી જ રહેવા પામી, એવું કથન નથી, પણ તરત પરખાઈ આવે અને સુધારી શકાય તેવી છાપભૂલો સુધારી લેવા વિનંતિ છે.

૧૯૩૪ના ગ્રંથોની સમીક્ષા કરતાં 'અમદાવાદ—ગુજરાત સાહિત્ય સભા' તરફથી સમીક્ષક શ્રી. જ્યોતીન્દ્ર હરિહરશંકર દવેએ લખ્યું છે કે—" 'સાહિત્યદર્શન ભા. ૧-૨' (શ્રી. અંબાલાલ નૃ. શાહ)...એ આપણા સાહિત્યમાંથી ચૂંટી કાઢેલી રસિક કૃતિઓના સંગ્રહ છે. બંનેમાં પ્રાચીન કાળથી માંડીને છેક અદ્યતન લેખકની કૃતિઓની સવિવેક ચૂંટણી કરવામાં આવી છે." (પૃષ્ઠાંક ૮૬) શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદી (M. A.) એ ૧૯૩૫ના ગ્રંથોની સમીક્ષા કરતાં ઉપરની સંસ્થા તરફથી આ પુસ્તકો માટે લખ્યું છે કે:—" આવો જ બીજો સંગ્રહ 'સાહિત્યદર્શન' ભાગ ૧ થી ૩ શ્રી. અંબાલાલ નૃ. શાહ તરફથી બહાર પાડવામાં આવ્યો છે. શ્રી. અંબાલાલ નવલકથા લેખક તરીકે જાણીતા થયા છે. વળી તે ગુજરાત વિદ્યાપીઠના ભાષા વિશારદ છે. તેમણે તૈયાર કરેલાં આ પુસ્તકો માધ્યમિક શાળાના ચોથા-પાંચમા અને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓની જરૂરિયાતોને બરાબર પહોંચી વળે તેવા છે." એક સંસ્થા તરફથી નિયમિત પ્રતિવર્ષ ગ્રંથાવલોકનોની થતી સમીક્ષામાંથી આ અભિપ્રાયો ટાંકવામાં આવ્યા છે અને આ પુસ્તકોને મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાએ માધ્યામિક શાળાનાં ધોરણ ચાર, પાંચ, છ માટે મંજૂર કરી તેમની ઉપયોગિતાને સાર્થક કરી છે.

દરેક કૃતિની પંક્તિસંખ્યા 'લેખાનુક્રમ'માં સ્પષ્ટપણે બતાવી છે. એથી વર્ષમાં કરવાના અભ્યાસની લીટીઓનો કયાસ થઈ શકશે.

ટિપ્પણ ટૂંકું અને શિક્ષકને મદદરૂપ થાય એ રીતે આપવામાં આવ્યું છે. ત્યાં દરેક ગૂંચવણનો ઉકેલ થતો નહિ જણાય અને તે

વાજબી છે—કેટલુંક શિક્ષક પર છોડવું જ રહ્યું. કેટલેક સ્થળે અર્થ નિર્ણય કરવામાં મુશ્કેલી જણાતાં સંપાદક સાથે પત્રવ્યવહાર થશે તો તેથી ભાવિ માર્ગદર્શનમાં તેનો સારો ઉપયોગ થશે.

આટલું છતાં કાવ્યો પરની ટીકા સર્વાંશે સાચી જ છે, એવો આગ્રહ ન રાખી શકાય. કવિ પ્રસંગોચિત કાવ્યો લખે છે અને ટીકાકાર તેની દૃષ્ટિએ કવિતાના સંજોગોનો શકય પ્રયત્ને વિચાર કરી ટીકા લખે છે. દૃષ્ટિભેદ રહેવાનો જ. એટલે શિક્ષકને બીજો અર્થ પણ સૂઝે. આથી શિક્ષકને બધી પરિસ્થિતિઓનો વિચાર કરીને કવિતા, કવિતા પરની ટીકા અને તેના ઉપરથી પણ ઉદ્ભવતી ટીકાનો વિચાર કરવો રહ્યો. મને આવો એક પ્રસંગ યાદ છે. એક શિક્ષક મિત્ર કહેતા હતા કે અસંબંધતા ધરાવતાં વાકય વિદ્યાર્થીઓને સમજાવવાં મુશ્કેલ પડે છે અને આ સાચું પણ છે. પાઠદોષ, પંક્તિદોષ, મુદ્રણદોષ, પંક્તિઓમાંથી નિષ્પન્ન થતો અસ્ફુટ અર્થ અને ઘણીક વખત પ્રયત્ન કરવા છતાં અર્થ ન બેસે એવી સ્થિતિ બને છે. ત્યાં એટલી સાહિત્યની ન્યૂનતા, શુદ્ધ વ્યાકરણદોષ કે પાઠાન્તર વગેરે કારણભૂત છે એમ વિદ્યાર્થીઓને ખુશીથી જણાવી શકાય.

જે ધોરણ માટે આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે તે દૃષ્ટિ જેમ સચવાઈ છે તેમ એકજ વર્ગના વિવિધ કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયુક્ત બને તેમજ પ્રતિવર્ષ નવી યોગ્ય સાહિત્ય કૃતિઓની રસમય ચૂંટણી શકય બને એટલું વૈવિધ્ય આમાં રખાયલું જણાશે. આ રીતે પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓનાં કાવ્યોમાં આખ્યાનો, ભક્તિપદો, ઊર્મિકાવ્યો, કથા કાવ્યો, છપ્પા, લોકસાહિત્ય, ગદ્યના બધા પ્રકારો–બધું જડી આવશે.

છેલ્લે જે મિત્રોએ સાહાય્ય આપી છે તેમની અહીં આભારનોંધ લેતાં અત્યન્ત આનંદ થાય છે.

રામજયંતી સં. ૧૯૯૫
તા. ૨૯–૩–૩૯
અમદાવાદ

**અંબાલાલ નૃ. શાહ**

# લેખાનુક્રમ

## કાવ્ય-વિભાગ

## ગદ્ય—વિભાગ

---

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૦ | જાદવ | જાદવે |
| ૧૭ | ૭ | કર જોડ | કરજોડ |

[ પાનું ૨૧ અને આગળ કહવું પુરૂં થાય છે ત્યાં લગી–ગોરાણીની દહોણી માગ્યાની ટેવના જવાબમાં શ્રીકૃષ્ણે જે કામ કરી બતાવ્યું તે આઠ મહાસિદ્ધિઓનું પરિણામ છે. ' **अणिमा लघिमा प्राप्तिः प्राकाम्यं महिमा तथा। ईशित्वं च वशित्वं च तथा कामावसायिता ॥**

અણુ જેવડા થઇ જવાની શક્તિ એટલે અણિમા. હલકા થઈ જવાની શક્તિ એટલે લઘિમા, પોતાને સ્થાને રહ્યાં રહ્યાં ચંદ્ર જેવા દૂરના પદાર્થને પણ સ્પર્શ કરવાની શક્તિ એટલે પ્રાપ્તિ. ઈચ્છા મુજબ ગમે ત્યાં હરવા ફરવાની શક્તિ એટલે પ્રાકામ્ય. આથી એ ધારે તો પૃથ્વીમાં પણ પેસી શકે છે. અને પૃથ્વીને ફોડીને પણ ઉપર આવી શકે છે. પાણીમાં ગમે તેટલો લાંબો વખત ડૂબકી મારી શકે છે તેમજ ધારે ત્યારે પાણીમાંથી બહાર આવી ટકી શકે છે. મોટા થઇ જવાની શક્તિ એટલે મહિમા. સર્વ ભૂત અને ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એટલે નાશ કરવાની શકિત તે ઇશિત્વ. ભૂત અને ભૌતિક પદાર્થોને પોતાને વશ કરી લેવાની શકિત તે વશિત્વ. પોતાના સંકલ્પબળને સિદ્ધ કરવા ભૂતોના સ્વભાવમાં પણ ફેર કરી શકે અને જેથી અમૃતને બદલે વિષ આપીને પણ યોગી માણસને જીવતો કરી શકે છે તે કામાવસાયિતા [પાતંજલ યોગસૂત્ર-વિભૂતિપાદ ૪૪–૪૫ માંથી] આ સ્થળે હાથ લંબાવી દહોણી આપવી અને સાગરમાં જંપલાવી પાતાળમાં જવું તે 'પ્રાપ્તિ' અને 'પ્રાકામ્ય'.

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ૫ | સારૂં | સારૂ |
| ૫૧ | ૨૪ | તુથી | તુંથી |

[ 'વિશે' અને 'વિષે'– આ બન્ને રૂપો 'સંબંધી' અર્થમાં ચાલે છે.]

| | | | |
|---|---|---|---|
| ૫૨ | ૧૭ | હૃદયમાં | હૃદમાં |
| ૫૨ | ૧૯ | રે | રે' |
| ૫૬ | ૭ | સાદે | સાથે |

| | | | |
|---|---|---|---|
| ૬૧ | ૧ | લાવીશતું | લાવીશ તું |
| ૬૧ | ૩ | ત | ન |
| ૬૧ | ૫ | કરગાન | કર ગાન |
| ૭૮ | ૧૫ | નહિ | નહિ. |
| ૭૮ | ૧૬ | ઘર, | ઘર ? |
| ૭૮ | ૧૯ | વળાં કે | વળાંકે |
| ૭૮ | ૨૩ | ઊંચા કરી | ઊંચા કર કરી |
| ૭૮ | ૨૩ | ક્યાંય, | ક્યાંક |
| ૭૯ | ૧ | પછાડી ઊંચે | પછાડી સ્વર ઊંચે |
| ૯૬ | છેલ્લી લીટી | સોગરરાજ | સાગરરાજ |

એક બાળકીને સ્મશાને લઇ જતાં,-પૃ. ૭૮—એક નાની બાળકીના મરણને રૂઢિની નજરે જોવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે. આવા બનાવોથી ટેવાઈ ગયેલા માણસોને એની કશી અસર થતી નથી પરંતુ બનાવની બીજા ઉપર થયેલી અસર જોઇને તેવાની ઉપર પણ અસર થાય છે. એક નાની બાળકીનું મરણ થયું છે અને એમાં રડવા જેવું કશું પણ હોય એમ કોઈને લાગતું નથી. છોકરી મરે એથી વડમા-મોટી મા-લોક-લાજે આંખમાં આંસુ લાવે એટલું જ. તેની માતાને સાચું દુઃખ થાય છે. પરંતુ કઠણ હૃદયના ટેવાયલા ડાધુઓ પારકે ઘેર આંસુ પાડવામાં નાટક સિવાય બીજું સમજતા જ નથી. ડાધુઓ પછી શબને ઉપાડી ચાલ્યા જતા હતા ત્યાં રસ્તામાં આ બાળકીની બહેનપણીનું ઘર આવે છે. ઓટલે ઉભી તેને નિરાંતે નવી રીતે સૂતેલી જોઇ ખૂશી થઈ, પણ તરતજ જાણ્યું કે તે રમત ભયંકર હતી. તેની બહેનપણી હંમેશની વિદાય લેતી હતી. એટલે તેણે ઊંચા કરેલા હાથ ગળા પાછળ નાંખી દઈ પગ પછાડી રડવા લાગી ગઇ. આ દૃશ્યના દૃષ્ટા કે નાયક પોતે શૂન્યમનસ્ક હતા અને રોવાની લગીરે ઇચ્છા નહોતી. છતાં આટલું જોયા પછી તેમનાથી રોવાઇ ગયું.

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૭ | ૧ | (૧૮૩૬-૫૩) | (સને ૧૯૩૬-૮૮) |
| ૧૦૧ | ૧૭ | આને છે | આવે છે. |
| ૧૦૧ | ૨૧ | આવ્ષા | આવ્યા |
| ૧૦૨ | ૧૧ | દૈવસંજોગે | દૈવસંજોગે |
| ૧૦૨ | ૧૭ | અચબો | અચંબો |
| ૧૦૬ | ૨૩ | બીજો માણુમ | બીજો માણસ |
| ૧૦૬ | ૨૪ | લાવવવા | લાવવા |

| | | | |
|---|---|---|---|
| ૧૦૭ | ૭ | કલ્કાણ કામ | કલ્યાણ કામ |
| ૧૦૭ | ૧૨ | આયોગ્યનો | અયોગ્યનો |
| ૧૦૮ | ૨૦ | ઉધરથી | ઉપરથી |
| ૧૦૯ | ૧ | લગ્ન | લગ્ન |
| ૧૦૯ | ૪ | સ્વપ્ન દષ્ઠા | સ્વપ્ન દ્રષ્ટા |
| ૧૧૨ | ૮ | ગલાલ | ગુલાલ |
| ૧૧૩ | ૧૦ | શબ્દાંગારોની | શબ્દાંગારોથી |
| ૧૧૩ | ૨૩ | છોડી | છેડી |
| ૧૧૯ | ૫ | તલ્લપ | તૅલપ |
| ૧૧૯ | ૯ | દિગ્વિજ્ય | દિગ્વિજય |
| ૧૨૦ | ૮ | ટહ્યું | કહ્યું |
| ૧૨૦ | ૧૩ | વિજ્ય | વિજય |
| ૧૨૧ | ૮ | કર્તવ્ય પરાપણ | કર્તવ્યપરાયણ |
| ૧૨૨ | ૫ | પંપાળા | પંપાળ્યા |
| ૧૨૨ | ૬ | મુજને | મુંજને |
| ૧૨૩ | ૧ | કર્યું | કર્યું |
| ૧૨૩ | ૨ | પ્રેમપાસમાં | પ્રેમપાશમાં |
| ૧૨૩ | ૨ | હોય | હોઇ |
| ૧૨૫ | ૨ | વ્થવહાર | વ્યવહાર |
| ૧૨૬ | ૬ | કુતરાંમી | કુતરાંની |
| ૧૨૬ | ૭ | દરવાજે | દરવાજે |
| ૧૨૬ | ૨૭ | વળી | વરી |
| ૧૨૭ | ૧૬ | તો તે | તો તો |
| ૧૨૭ | ૨૭ | બોલાવા | બોલવા |
| ૧૨૮ | ૭ | આળ્યો | વાળ્યો |
| ૧૨૯ | ૧૧ | સાંભળે છે ? | સાંભરે છે ? |
| ૧૩૦ | ૩ | ચિન્હ | ચિહ્ન |
| ૧૩૦ | ૩ | શસ્ત્રાશત્રોને | શસ્ત્રાસ્ત્રોનો |
| ૧૩૦ | ૧૪ | ક્યાં | કયાં |
| ૧૩૦ | ૨૦ | તેમને | તમને |
| ૧૩૨ | ૧૪ | કેશ | કેસ |
| ૧૩૨ | ૨૭ | કોન્ગ્રેસથી | કોન્ગ્રેસની |

| | | | |
|---|---|---|---|
| ૧૩૩ | ૧ | ક્રુંબેશને | ક્રુંબેશનો |
| ૧૩૩ | ૨ | 'નવજીવના' | 'નવજીવન' |
| ૧૩૩ | ૧૭ | મ્રત | વ્રત |
| ૧૩૬ | ૩ | અમના | એમના |
| ૧૩૬ | ૧૨ | સ્રીઓને | સ્ત્રીઓને |
| ૧૩૬ | છેલ્લી | ને આશરે | જે આસરે |
| ૧૩૭ | ૮ | નીકરી | નીકળી |
| ૧૩૭ | ૯ | આળે | આરે |
| ૧૫૧ | ૧૭ | ન્રાતિ | જ્ઞાતિ |
| ,, | ૧૮ | સાહિત્થ ક્ષેત્ર | સાહિત્ય ક્ષેત્ર |
| ,, | ૨૫ | ઘણુા | ઘણાં |
| ૧૫૨ | ૧૦ | વિમ્દેળવ | વિમળદેવ |
| ,, | ૧૧ | 'રાજ્યધિરાજ' | 'રાજાધિરાજ' |
| ૧૫૩ | ૬ | ચિંન્તા | ચિન્તા |
| ,, | ૧૦ | ચિહ્નન | ચિહ્ન |
| ,, | ૧૨ | રત્નાળીદેવીતો | રત્નાળીદેવી તો |
| ,, | ૧૯ | તીર્થયાત્રનો | તીર્થયાત્રાનો |
| ,, | ૨૨ | રીસાલો | રિસાલો |
| ૧૫૪ | ૧૯ | જેવાઓને | જેવાઓનો |
| ૧૫૫ | ૩ | "રાણીને એક જણે કહ્યું છે." | રાણીને 'બાકીના શબ્દો : |
| ,, | ૪ | ગોરજીએ જવાબ દીધો: (એ શબ્દો રદ) "રાણીને" | |
| ,, | ૧૧ | ગેરએજી | ગોરજીએ |
| ,, | ૨૨ | "હા ગુરૂદેવ," | "હા," ગુરૂદેવ |
| ૧૫૬ | ૧૫ | ઇરાદાથીજ | ઇરાદાથી |
| ૧૫૭ | ૧૮ | સભવ | સંભવ |
| ,, | ૧૯ | અગઠિત | સંગઠિત |
| ,, | ૨૧ | હિદનાં | હિંદના |
| ,, | ૨૬ | વિન્સેન | વિન્સેન્ટ |
| ૧૫૯ | ૧૮ | અદભુત | અદ્ભુત |
| ૧૬૯ | ૧ | ખંડેરાવના | ખંડેરાવનાં |
| ,, | ૨૫ | હારજન | હરિજન |

# સાહિત્યદર્શન

## કૃષ્ણભક્તિનાં પદો

**વસુદેવ**–દેવકીના આઠમા પુત્ર શ્રીકૃષ્ણ, ભગવાનના અવતાર તરીકે પૂજાય છે. મહાભારતના યુદ્ધમાં પાંડવોની તરફથી એમણે ભાગ લીધેલો. તેઓ નિર્વાણ પામ્યા ત્યારબાદ અનેક વર્ષે એમની ભક્તિનો એક સંપ્રદાય નીકળ્યો. આને વૈષ્ણવસંપ્રદાય કહેવામાં આવે છે. ઇ. સ. ૧૪મા–૧૫મા સૈકામાં કૃષ્ણભક્તિનો પંથ ગૂજરાતમાં ખૂબ ફેલાયો. તેની અસર ગૂજરાતના કવિઓ ઉપર થયા વિના રહી નહિ. તે વખતે લખવા વાંચવાની કલાનો પ્રચાર બહુ નજીવો હતો; છતાં કવિઓ જે ધાર્મિક આંદોલનો અનુભવતા તે પદોમાં ઉતારવામાં આવતાં. આવી રીતે ગૂજરાતી સાહિત્યના પ્રાચીન યુગમાં કૃષ્ણભક્તિનાં ઘણાં પદો લખાયાં છે.

**નરસિંહ મહેતા**—ગૂજરાતના પહેલા સુપ્રસિદ્ધ કવિ છે. તેમણે મોટે ભાગે કૃષ્ણભક્તિનાં જ પદો લખ્યાં છે. તેઓ ઘણા લોકપ્રિય કવિ છે. આજ પાંચસો વર્ષ પછી પણ એમનાં પદો અને પ્રભાતિયાં ગૂજરાતમાં જેટલાં ઘર ઘર ગવાય છે તેટલાં બીજાં કોઇપણ કવિનાં કાવ્યો ભાગ્યેજ ગવાતાં હશે. તેઓ એક મહાન ભક્ત હતા. દુનિયાની જરૂરિયાતો પૂરી પાડવાને તથા બંધનો અદા કરવાને તેઓ શ્રમ લેતા નહિ, એ બધા માટે તેઓ પરમેશ્વર પર આધાર રાખતા, અને તેમના ભજનકીર્તનમાં રાતદિવસ તલ્લીન રહેતા. એમ કહેવાય છે કે એમના પુત્રના વિવાહ વખતે, પુત્રીના સીમંત વખતે, પિતાશ્રાદ્ધ વખતે તેમજ રા'માંડળિકે તેમના પર હાર ચોર્યાનો આરોપ મૂકયો તે વખતે પ્રભુએ જાતે હાજર થઈને એમની લાજ રાખી હતી.

**મીરાંબાઈ**—એ પણ નરસિંહમહેતાની માફક કૃષ્ણભક્તિમાં ગાંડી બનેલી. એનું લગ્ન મેવાડના રાણા સાથે થયું હતું પરંતુ તેને ભક્તિની ધૂન એટલી લાગી હતી કે તે સાસરે રહી જ નહિ. ગુજરાતની આ પ્રથમ સ્ત્રી કવિએ પણ કૃષ્ણભક્તિનાં અનેક પદો રચ્યાં છે.

**દયારામ**—૧૯મી સદીના મોટા ગૂજરાતી કવિ નરસિંહ મહેતા અને મીરાંબાઇની કૃષ્ણભક્તિની ધૂન ગૂજરાતમાં લાંબા સમયથી અદૃશ્ય થઇ હતી તે એમણે ફરી મચાવી. શ્રીકૃષ્ણને સ્ત્રીભાવે ભજતાં ભજતાં એમણે અનેક પદો, ગરબીઓ વગેરે લખ્યાં છે. દયારામ ગૂજરાતના રસિલા કવિ ગણાય છે.

શ્રીકૃષ્ણના બાલજીવનના અનેક પ્રસંગો ઉપર અનેક કવિઓએ પદો રચ્યાં છે. આ તેમાંનું એક છે. કંસ એનો વધ કરશે એ બ્હીકે વસુદેવ પોતાના પુત્રને ગોકુળ નંદ-યશોદાને ઘેર મૂકી આવેલા તેમણે ત્યાંજ પોતાનું બાલપણ વ્યતીત કરેલું. વ્રજમાં તેઓ લોકોના ખાસ માનીતા થયેલા. વિવિધ પ્રકારનાં તોફાન તેઓ મચાવતા. કેટલીકવાર આવું તોફાન વધી જતું ને તે વિષે ફરીઆદ થતી. વ્રજની કેટલીક સ્ત્રીઓ આવી ફરિયાદ યશોદા પાસે કરે છે ત્યારે તેમને ધૂતકારી કાઢવામાં આવે છે. યશોદા પોતાના લાડીલા પુત્રનો બચાવ કરે છે અને ફરીઆદ કરનારનું કહ્યું ગણકારતી નથી.

## ૧. કૃષ્ણનાં તોફાન

જશોદા તારા કાનુડાને સાદ કરીને વાર રે;
આવડી ધૂમ મચાવે વ્રજમાં, નહીં કોઈ પૂછનાર રે. જસોદા.
શીકું તોડ્યું, ગોરસ ઢોળ્યું, ઊઘાડીને બાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું, જાન કીધું આ વાર રે. જસોદા.
ખાંખાં ખોળાં કરતો હીંડે, બીએ નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે. જસોદા.
વારે વારે કહું છું તમને, હવે ન રાખું ભાર રે;
નિત ઊઠીને એમ કયમ સહિયે, વસી નગર મોઝાર રે. જસોદા.
મારો કાનજી ઘરમાં હુતો ક્યારે દીઠો બ્હાર રે;
દહીં દૂધનાં માટ ભર્યાં છે, બીજે ચાખે ન લગાર રે. જસોદા.
શાને કાજે મળીને આવી, ટોળે વળી દશ બાર રે;
નરસૈયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. જસોદા.

—નરસિંહ મહેતો

[ સમજૂતી : 'નહિ કોઇ પૂછનાર રે' : એ આટલું બધું તોફાન કરે, નુકસાન કરે છતાં એમને કોઇ પૂછનાર, અટકાવનાર નહોતું, કારણકે એ નંદ-યશોદાના લાડીલા કુંવર હતા. 'જાન કીધું આવારરે': આ શાં કહિએ લાડ રે: ફરીઆદ કરનારી સ્ત્રીઓ યશોદાને કહે છે કે એવાં તે તમે એને શાં લાડ લડાવો છો કે એ આટઆટલું નુકશાન કરે છતાં તમે કંઇ ન કહો. એનો અર્થ શો ? ]

## ૨. જશોદાની કૃષ્ણને વિદાય

હરિએ પિતાને વળાવીઆરે, જઈ માતાને મળીઆ નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહીઓ રે, બોલ્યાં જશોમતી હરિની સાથ. ટેક૦
લાડકડા વહેલા પધારજો, ઉછકળ નવ થાશો રે દયાળ;
નહિ રાજ તહીં આપાણું રે, વહાલા નવ ભાણીએ કોને ગાળ. હરિ૦
મુખમયંક નિરખ્યા વિનારે, હું તો ઘેલી થઈશ મોરાર;
હરિ વહેલા આવજો રે, મારા પ્રાણજીવન આધાર. હરિ૦
શુભ કામે જાઓ હરિ રે, તોયે હુંને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દિકરો રે, મારૂં જીવન જગજીવન. હરિ૦
મીટ—મેળાવો ક્યારે થશે રે, ક્યારે નીરખીશું વદન;
કાલે નંદ રહે તોય આવજો રે; મારૂં દુઃખડું જાણી સદન. હરિ૦
કાજળ ટપકું રખે ભુસતા રે, તેમાં લાંછન નહિ અવિનાશ;
એમ કહી જનની ભેટીઆં રે; હૃદે લઈ કીધું મંદ મંદ હાસ હરિ૦
જશોમતી કહે બળરામને રે, કરજે કૃષ્ણ તણું તું જતન;
એમ કહી આંખલડી ભરે રે, જાળવજો રંકતાણું રતન. હરિ૦
શ્યામળા તું મુખે કહે રે, ક્યારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરૂં રે, તુજને બરકી બરકી જાણ. હરિ૦
હરિ કહે વહેલા આવું અમે રે, તમે ચિન્તા ન કરશો માય;
ભક્ત નરસૈયો એમ ભણે રે, ઠગી માને ચાલ્યા વ્રજરાય. હરિ૦

—નરસિંહ મહેતા

મુખમયંક–મુખરૂપી ચન્દ્ર. મોરાર—મોરારિ; મુર નામના રાક્ષસના શત્રુ એટલે કૃષ્ણ ભગવાન. નિર્ધનને એક દીકરો—ગરીબનું ધન માત્ર એક જ દીકરો છે. સદન–ઘર. અવિનાશ–જેનો વિનાશ–નાશ—નથી તે કૃષ્ણ. જનની—માતા. જતન-રક્ષણ. મીટમેળાવો—નજરોનજર મળવું તે.

## ૩. આ પેલો ચાંદલિયો

આ પેલો ચાંદલિયો, આઈ મુને રમવાને આલો,
નક્ષત્ર લાવીને, મા મારા ગજવામાં ઘાલો.
રૂવે ને રાતડો થાય, ચાંદા સામું જુવે,
માતા રે જશોદાજી, હરિનાં આંસુડાં લુવે.
લોકનાં અનેરાં બાલકે, ઘેલો તું કાં થાય,
ચાંદો આકાશે વ્હાલા, કહે કેમ લેવાય?
વાટકામાં પાણી ઘાલી, ચાંદલિયો દાખ્યો,
નરસૈંનો સ્વામી શામળિયો, રડતો રાખ્યો.

— નરસિંહ મ્હેતા

**આઈ**—મા; આ મરાઠી ભાષાનો શબ્દ છે. નાના બાળકને ચાંદો એક સરસ રમવાનું સાધન છે. શ્રીકૃષ્ણ પણ દુન્યવી બાળક તરીકે આકાશના ચાંદાની માગણી કરે છે અને તેને ગજવામાં મૂકવા માગે છે. જશોદા માતાએ કૃષ્ણનાં આંસુ લૂંછી નાખી વાડકામાં પાણી ભરી ચાંદાનું તેમાં પ્રતિબિંબ પાડયું અને તેમની માગણીને આ રીતે સંતોષી.

પરંતુ આ આખી વસ્તુનો બીજી રીતે પણ ઉપાડ થઈ શકે છે. દુનિયાની વસ્તુઓ કરતાં સ્વર્ગીય-દૈવી ચીજોમાં પ્રેમ કરવો અને તેને માટે તન્મયતા સેવવી એ વધારે સરસ છે. કવિની આ કાવ્યમાં આજ જાતની ભક્તિ છે અને એજ સાચો ભાવ છે.

## ૪. બોલે ઝીણા મોર

[ મીરાંબાઈનાં બીજાં કાવ્યોથી આ કાવ્ય જુદું પડે છે. અહીં થોડા શબ્દોમાં અમુક દૃશ્યોનું છાયાચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ ખડું કરવામાં આવ્યું છે. આ ભાવવાહી વર્ણન ઉપરથી આપણે આખો પ્રસંગ કલ્પી શકીએ છીએ. ઝરમર ઝરમર મેહુલો વરસતો હોય, આકાશમાં ચમકારા મારતી

વીજળી કાળા વાદળોમાં પ્રકાશ નાંખીને ક્વચિત ક્વચિત ભાત પાડતી હોય, કેકારવ અને કોયલના મધુર ટહુકા અવારનવાર સંભળાતા હોય ત્યારે એક એકાકી સ્ત્રી પોતાના પ્રિયતમને મળવા જતી હોય એ કલ્પના મનોહર છે.

મીરાંબાઈનાં કાવ્યો ભક્તિનાં છે એ વાત ધ્યાનમાં રાખીએ તો આનો બીજો અર્થ–ગુહ્યાર્થ–શોધવો મુશ્કેલ નથી. જીવન તો કંટકમય માર્ગ છે એટલે અનેક આફતો તથા હાડમારીઓમાંથી સૌને પસાર થવું પડે છે. જેનું ચિત્ત પ્રભુજીએ ચોર્યું છે એવાં ભક્તનો પ્રભુને મળવાનો નિશ્ચય પ્રિયતમને મળવા જનાર સ્ત્રીના જેટલોજ દૃઢ અને અચૂક છે. જેવી રીતે કેકારવ વગેરે પેલી સ્ત્રીને ઉત્તેજન આપે તેવીજ રીતે ઇશ્વરી પ્રેરણા ભક્તોને પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવાને પ્રોત્સાહિત બનાવે છે.

## બોલે ઝીણા મોર,

રાધે! તારા ડુંગરીઆપર, બોલે ઝીણા મોરઃ ટેક
એ મોરહી બોલે બપૈયાહી બોલે, કોયલ કરે કલ શોરઃ રાધે.
માઝમ રાતે વીજળી ચમકે વાદળ હુવા ઘન ઘોરઃ રાધે.
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે **મારા** સાળુડાની કોરઃ રાધે.
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરનાં ગુણ,
પ્રભુજી મારા ચીતડાનો ચોર. — રાધે.

— **મીરાંબાઈ**

રાધે! આ શબ્દ ઉપરથી એમ અનુમાન થાય છે કે શ્રીકૃષ્ણ પોતાની પ્રિયતમાને આ કાવ્ય સંબોધે છે. જો આમ હોય તો નવમી લીંટી સાથે તેનો અર્થ ઘટાડવો મુશ્કેલ થઇ પડે છે. આટલી અસંગતતા નિભાવી લઈને રાધાની મનોદશા અને તે સમયની ભૂમિકાનું જે સુંદર વર્ણન કરવામાં આવ્યું છે તેનો આનંદ માણવો એ વધારે વાજબી છે. 'રાધા' ને બદલે 'રાજા' પાઠાન્તર છે.

મીરાં કે પ્રભુઃ મીરાંનો પ્રભુ. આ હિન્દી પ્રયોગ છે. ગિરધરઃ ગિરિધર; ગિરિ–ગોવર્ધન પર્વત–ને ધારણ કરનાર, ઉંચકનાર; કૃષ્ણ.

# દેવકી વિલાપ

[ભાઈ અને બહેનના હેતનાં લોકગીતો ગૂજરાતી સાહિત્યમાં સભર પડયાં છે. અહીં મથુરાધિપતિ કંસ પોતાની બહેનનાં સંતાનને મારવા તૈયાર થયો છે તેથી દેવકી–તેની બહેન–આંખમાં ચોધાર આંસુઓ સાથે રડી રહી છે. કંસને આકાશવાણી વિસારે પડતી નથી અને તેથી તે તેનાં તમામ સંતાનને સંહારવાનો દૃઢનિશ્ચયી છે.]

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયને જળ ભરે;
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહે ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મૂકાવે હો, નહીં પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહિયર મારૂં હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
કયાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારૂં દુઃખે હો, તાણો મા ચોટલો.
માળા મ્હારી તૂટી હો, પડે કર મુદ્રડી;
દેખે અંગ લોકડાં હો, ખસી મારી ચુંદડી.
વેણી વીખરાણી હો, કાકીએ સેંથે ભરી;
ભલું થાવ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છુટયાં હો, નવ ગઈ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીએ;

મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીએ;
જેને ઉછેરી હો, તેને નવ મારીએ.
ઘણું બોલાવી હો, ઘેર પધારીએ;
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુબળ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામિની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રોયાં બાળક બાળુવાં;
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ન ઝાડુવાં.
રોયાં ગગને દેવતા હો, રોયા વાસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

વલણ

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાં નાથરે;
જેવે ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથરે.

— પ્રેમાનંદ

'જે પોપતું તે મારતું તે ક્રમ દીસે કુદરત તણો '–એની સાથે આ કાવ્ય સરખાવો. 'ગગનવાણી શી હતી?' હય (ઘોડા), હસ્તી (હાથી), ઝાડ અને ગગન પણ નિર્દય કંસની વલણથી કવિ કહે છે તે પ્રમાણે કેવી રીતે રોયાં હશે? કવિની આ કલ્પના કેવી કહેવાય?

## ૬. સુદામા–આખ્યાન

કૃષ્ણ જીવનનું એક મહાન પ્રશસ્ત કાર્ય અને આનંદજનક આખ્યાન એટલે કૃષ્ણ–સુદામા–મૈત્રીનો અનોખો પ્રસંગ. સાંદિપની ઋષિના આશ્રમમાં સુદામો વડો શિષ્ય હતો અને કૃષ્ણ–બળરામ શિષ્ય વર્ગમાં હતા. પોતાના સહાધ્યાયી સુદામાને બાળપણની મૈત્રી યાદ કરીને કૃષ્ણે સહાય કરી તેનું નામ મિત્રતા. અભ્યાસ પૂરો કરી સુદામાએ ગૃહસ્થાશ્રમ શરૂ

કર્યો ત્યારે એની સ્થિતિ નિર્ધન અને દુઃખી હતી. એને દશ છોકરાં થયાં અને આખું કુટુંબ દરિદ્ર અવસ્થામાં જ કાળ નિર્ગમન કરતું. આ બાજુ કૃષ્ણ દ્વારકાનાં અધિપતિ થયા. સુદામાના નિયમ શ્રેષ્ઠ અને ધાર્મિક હતા. એ બ્રાહ્મણ હતા, તદ્દન નિર્ધન હતા. પરંતુ ભિક્ષાની યાચના કદી કરતા નહિ. સમય એવો આવ્યો કેઃ—

"બાળકને થયા બે ઉપવાસ."

અને સુદામાની વ્યવહારકુશળ સ્ત્રી કે જે આટલા દિવસ સુધી તાણી-તૂસીને ગમે તે ઉપાયે સંસાર ચલાવતી હતી તેના ધૈર્યની પણ મર્યાદા આવી રહી. તેણે સુદામાને વિનતિ કરી કે, 'તમારા શ્રીમંત મિત્ર કૃષ્ણ પાસે જાઓ; કૃષ્ણ તમારા જવાનું કારણ સમજીને તમને જરૂર સહાય કરશે.

"લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાંછિત આપશે રે."

પણ આ વિનતિ તુચ્છકારી સુદામાએ કહ્યુંઃ—

'આ સ્થાનક છે મળવાતણું, માગે વણસે કામ,
જાદવ સઘળા દેખતાં કેમ, ઓઢું જમણો હાથ.'

આ સમયનો પતિપત્ની વચ્ચેની સંવાદ ઘણો રસિક છે. જે જ્ઞાનથી બાલબચ્ચાં ભૂખે મરે તે જ્ઞાનને પત્ની હીણે છે. પરંતુ પતિ તેને સંતોષ અને ધીરજ રાખવા સમજાવે છે. એક માતાના મનોભાવનું એમાં તાદૃશ ચિત્ર છે.

અંતે પત્નીનું વહેવારૂ જ્ઞાન જય પામે છે અને સુદામો મિત્રના બાળકો માટે મુઠ્ઠીભર તાંદુલ સહિત કૃષ્ણને મળવા જાય છે. શ્રીમંતને નિર્ધન પણ વત્સલ મિત્ર તરફની ભેટ તરીકે ધરેલાં 'સુદામાના તાંદુલ' આજે ગુજરાતીમાં કહેવતરૂપ થઈ પડ્યા છે. એના ધાર્યા કરતાં પણ જાદે હર્ષથી કૃષ્ણે અને તેના કુટુંબે તે આરોગ્યાં. કૃષ્ણ એના આવવાનું કારણ સમજી ગયા. સુદામો એને કાંઇપણ કહે તે અગાઉ તો કૃષ્ણે સુદામાને ત્યાં 'અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધિ તે મોકલી વણ માગે.' એની 'તૂટી સરખી ઝુંપડી'નો મહેલ થઈ ગયો.–'લૂંટી સરખી નાર' પદ્મિની થઈ ગઈ અને 'સડચાં સરખાં છોકરાં'નું રૂપ દિવ્ય થઈ ગયું. કૃષ્ણે એને તાંદુલના બદલામાં પ્રત્યક્ષ કાંઇ આપ્યું નહિ તેથી સુદામો નિઃશ્વાસ મૂકતો, ખાલી હાથે–'અજાચક વ્રત'નો ભંગ કરાવવા માટે સ્ત્રીને શાપ દેતો પાછો ફર્યો ત્યારે એની ગેરહાજરીમાં એના ઘર વગેરેમાં જે અદ્ભુત ફેરફારો થયા હતા તેનું એને સ્વપ્ન પણ નહોતું. પોતાનું ઘર એણે

ઓળખ્યું નહિ. સત્કાર કરવા આવેલી પોતાની સ્રીને પણ ઓળખી નહિ અને પોતે ભૂલથી 'ધનવંત'ના 'ધામ' પાસે આવ્યો છે એમ ધારીને પોતાની સ્રીથી નાસવા લાગ્યો. સ્થિતિમાં થયેલા પરિવર્તનનું સમાધાન થયું ત્યારે પોતાના મિત્ર પરનો વિશ્વાસ યોગ્ય સ્થાને જ હતો એમ એને પ્રતીતિ થઈ. નરસિંહ મહેતાએ પણ 'સુદામા આખ્યાન' લખ્યું છે પણ તેમાં અને આમાં ફેર છે. મહેતાના કાવ્યમાં ભક્ત જીવનની પ્રવૃત્તિઓ જેવી બનેલી તેવી નીરસ અને નિર્જીવ સરળ ભાષામાં વર્ણવેલી છે, પરંતુ પ્રેમાનન્દે તો તેમાં આત્મા મૂકીને તેમના જીવનનું જાગતું ચિત્ર દોર્યું છે. તેમાં ભક્તિ અને હાસ્ય સાથે સાથે રહીને એક સરખો ભાગ ભજવે છે. એમના કાવ્યમાં સંસારની મર્યાદામાં રહેતા પુરુષની પ્રવૃત્તિઓ તાદૃશ દેખાય છે. નરસિંહ મહેતામાં તાદૃશતાનો અભાવ છે.

### [ કડવું ૩, રાગ ગોડી ]

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે.
ધન નહિ જડે તો ગોમતીમાં જઈ, દર્શનફળ નહિ જાય. ભા૦
સુદામો કહે સ્રીને, નથી માગતાં પ્રતિવાય
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
મામ ન મૂકીએ રે.
ઉદર કારણે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મલવા તણું; માગે વણસે કામ; ભા૦
જાદવ સઘળા દેખતાં કેમ, ઓઢું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ; મામ ન૦
જે પુરુષ છે ઉદ્યમી રે, જઈ કરે પોતાનું કાજ;
બ્રાહ્મણનો કુળધર્મ છે, તેમાં ભીખંતાં શી લાજ. ભા૦
અંતર્યામી અજાણ નથી રે, સ્રી તમને કહું વારંવાર;
દશમાસ ગર્ભવાસ પ્રાણીની રક્ષા કરે મોરાર. મામ ન૦

શો ઉદ્યમ કરીએ એવું જાણી, સંતોષ આણીએ મન;
સુખલીલામાં હરિ વીસરે, ભાવ થાય આપણો ભિન્ન. મામ ન૦
જાચવા ન જઈએ ને પડી રહીએ તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાઓ જાચવા, તમને નહિ કહું બીજી વાર. ભા૦
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારિદ્રય ને રીસ. ભા૦
જોડવા પાણિ, દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ,
એ ચિહ્નન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ; મામ ન૦
જગતના મનની વાર્તા જાણે, અંતર્યામી રામ;
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ. મામ ન૦
સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય;
મિત્ર આગળ મામ મૂકીયે, ધિક્ક પડો મારી કાય. મામ ન૦
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષ પુરાણ. ભાવઠ૦
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ. મામ ન૦
તમે જ્ઞાની વૈરાગી ત્યાગી થઈ બેઠા, પંડિત ગુણ ભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર. ભા૦

( વલણ )

અવતાર સ્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે.
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછી સુદામોજી ઊચરે.

( કડવું ૪, રાગ રામગ્રી )

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે,
શી કહું હું શિખામણ, ઘેલી કોણે કરી રે;

જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે,
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના કયાંથી પામિયે, સુણ સુંદરી રે,
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે,
જો ખડધાન જ વાવિયે, સુણ સુંદરી રે,
તો કયાંથી જમીએ શાળ, ઘેલી કોણે કરી રે.

જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરી રે,
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે.

અગ્નિ તૃપ્ત કીધા નહિ, સુણ સુંદરી રે,
નહિ શ્વાન વાયસ ગૌગ્રાસ, ઘેલી કોણે કરી રે;
બ્રહ્મભોજન કીધા નહિ, સુણ સુંદરી રે,
નથી કીધાં હોમ હવન, ઘેલી કોણે કરી રે.

અતિથિ નિર્મુખ વાળિયા, સુણ સુંદરી રે,
તો કયાંથી પામિયે અન્ન, ઘેલી કોણે કરી રે;
હરિપ્રસાદ લીધો નહિ, સુણ સુંદરી રે,
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરી રે.

આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરી રે,
છૂટયાં પશુ તણો અવતાર, ઘેલી કોણે કરી રે;
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરી રે,
હરિ ચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિએ નવનિધિ આપશે, સુણ સુંદરી રે,
ધરો ધીર તમે સ્ત્રી જન, ઘેલી કોણે કરી રે;

આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે,
મારૂં જડ થયું છે મન, લાગુ પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે,
રૂએ બાળક લાવો અન્ન, લાગુ પાયજી રે;
અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે,
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગુ પાયજી રે.

અન્ન વિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે,
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે;
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે,
સૂર્યે રાખ્યું અક્ષય પાત્ર, લાગુ પાયજી રે.

ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે,
તો આપણે તે કોણ માત્ર? લાગુ પાયજી રે;
સુર સેવે કલ્પવૃક્ષને ઋષિરાયજી રે,
મનવાંછિત પામે આહાર, લાગુ પાયજી રે.

ધર્મ પ્રાણ અન્ન વિના નહિ, ઋષિરાયજી રે,
ઉભો અન્ને સકળ સંસાર, લાગુ પાયજી રે;
ફેરાનું ફળ જાશે નહિ, ઋષિરાયજી રે,
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગુ પાયજી રે.

વિધિએ લખ્યા અક્ષર દારિદ્રના, ઋષિરાયજી રે;
ઘોશે ધરણીધર તતખેવ, લાગુ પાયજી રે.

વલણ

તત્ક્ષણ ત્રિકમ છેદશે, દારિદ્ર કેરાં ઝાડ રે
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે

[ કડવું ૫; રાગ, રામગ્રી ]

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રમદા લાગે પાયજી,
વિપ્ર સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

ઢાળ

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક,
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ ભેટ શી મૂકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણ સુત સમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશની પાસ;
બાઈ આજ કામ કરો મારૂં; જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવ રાય;
અમો બમણું કરીને આપશું, કાંઈ આપો ઉછીનું માય,
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઈ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહિ, છે ત્રિકમના તાંદુળ;
લઈ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં ચીથરાં દસ વીસ
રત્નની પેરે જતન કીધું, જ્યમ ચઢે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જ્યમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાંભળીને, મુનિએ મૂકયો નિઃશ્વાસ;

સુદામો કહે પુત્રને, પરબ્રહ્મ પુરશે આશ.
ઋષિ સુદામો સંચર્યો, વેળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર.
ભાલ તિલકને માળા કંઠે, રસનાએ ભણતો જાય;
મુખ કુખનું જાળું વાધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણું અભ્ર છાંયે, જોજન કોટાનકોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે માર્ગમાં સામું મલે તે દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઈચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથમાં ગ્રહ્યું તુંબીપાત્ર.
કૌપિન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્યભાનુ ઉદય થયો, હરિ કરશે આપ સમાન.

( વલણ )

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમ ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારમતી.

[ કડવું ૬—રાગ સારંગ. ]

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.
કોઠા કોશીસ શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભી ઢોલ ત્યાં ગડગડે
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મનમોહે,
ત્યાં તો ગોમતીસંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નાહ્ય
પરમ ગતિ પ્રાણી પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.

રૂપ જોઈ જોવા સહુ મળે, બીજાએ બાળક પુંઠળ પળે,
જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે,
કીધાં હશે વ્રતતપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર,
કોઈ કહે ઈંદુ, કોઈ કહે કામ, એને રૂપે હારશે કેશવરામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં ન્હાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવ દીઠા ઋખી; સાધુની દૃષ્ટિ તેણે ઓળખી;
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પૂછ્યા સમાચાર ઉભા રાખી;
કૃપાનાથ ક્યાંથી આવીયા, આ પુરને કેમ કીધી મયા.
પ્રતિઉત્તર બોલ્યા ઋષિજન, મને હરિદર્શનનું મન,
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર;
હરિમંદિર આવ્યા ઋષિરાય, ઉભા રસ્તે ચાલ્યું નવ જાય.
દ્વારપાલ દિગ્પાલ સમાન, એટલે ઉગ્યા ભાણ,
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠેરા ઝાકઝમાળ,
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી.
સભામાં સ્ફટિક મણિના સ્થંભ, થઇ રહ્યો છે નાટારંભ.
મૃદંગ ઉપંગ મધુરાં તાલ, ગાય હરિજન ગીત રસાળ;
રમકઝમક ત્યાં ઘુઘરી થાય; તે સુદામોજી જોતા જાય.
ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભિ વાજે;
બોલે શરણાઈ ભેરી નફેરી ઉત્સવ મંગળ શેરીએ શેરી.

હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમ કળશ ભરી લાવે પાણી, દાસીઓ જાણે ઇંદ્રાણી;
છપ્પન કોટી જાદવની સભા, નવરાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી;
એ થઇ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુળ માંકડાં, ગુરૂને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવી હું એ ભગવાન;
એક વાર પામું દર્શન તો હું પામ્યો ઈંદ્રાસન.
એક વિવેકી હરિનાં છડીદાર, પૂછયા સુદામાને સમાચાર.
મા'નુભાવ કેમ કરૂણા કરી, તવ સુદામે વાણી ઓચરી.
છું દુર્બળ બ્રાહ્મણ અવતાર માધવ સાથે છે મિત્રાચાર.
પ્રભુને જઈ કહો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

વલણ

નામ સુદામો જઇ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયા, શ્રીકૃષ્ણને સમાચાર રે.

[ કડવું ૭, રાગ મારૂ ]

( શ્રીકૃષ્ણ ભગવાન આરામ લેવા સૂતા છે. રુકિમણી સત્યાભામા વગેરે રાણીઓ સેવા કરી રહી છે. )

એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથ પાસે બોલાવી રે;
બોલી સાહેલી શીદ નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામી રે.
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વશિષ્ઠ ને વામદેવ રે;

ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્ત રે,
નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચીઠી કે પત્રી રે;
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબી પાત્ર છે પાસે રે.
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધા રૂપી નારીને વરિયો રે;
શેરિયે શેરિયે થોકાથોક રે, તેને જોવા મળ્યા છે બહુ લોક રે.
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે;
એમ દાસી કહે કર જોડ રે, ખરો ખરો કહે રણછોડ રે.
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુખિયાનો વિસામો રે;
ઊઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે.
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુકિમણી ઊંચાં સ્હાય રે;
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજાથાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો આ બ્રાહ્મણનું પુણ્ય રે;
જે કોઈ નમશે એના ચરણ ઝાલી રે, તે નારી સહુ પેં મને વહાલી રે.
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે;
સહુ કહે માંહેમાંહી બાઈ રે, કેવા હશે શ્રી કૃષ્ણના ભાઈ રે.
જેને સામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લઈ પૂજાનાં ઉપહાર રે, રહી ઊભી સોળ હજાર રે.
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે;
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળીયોજી મલવા જાય રે.
છબીલાજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીન દયાળે રે;
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયા આંસુ શ્રવણ નેવ રે.
જુએ કૌતક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર અશરણશર્ણ રે;
જુએ દેવ વિમાને ચઢિયા રે, પ્રભુ ઋષિજી લીધા હૈડા સાથ રે;

હરિ ઊઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજીને પાયે પડિયા રે.
મલ્યા જાદવા જોવા પુંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે;
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે;
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યો રંક ધામરે.
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે;
હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સૌ નારી રે.
ઘણું વાંકાબોલાં સત્યભામા રે, આવા કુટડા મિત્ર સુદામારે;
હરિ તેને ઊઠીને શું ધાયા રે, ભલી નહાનપણાની માયા રે.
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંધો એને રાખોડી રે;
જો કોઈ બાળક બહાર નીકળશે રે, તો તે કાકાને દેખી છળશેરે.
તવ બોલ્યાં રુકિમણી રાણીરે, તમે બોલો છો શું જાણી રે;
શું બોલો વિસ્મય થઈ હરિ ભક્તને ઓળખો નહિ.
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢાળે વાયુ હરિ ઊભા રહી;

[ કડવું ૮, રાગ સોરઠી ]

ભક્તાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યા પર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણી રે. ભક્તા૦
નેત્રસમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા૦
જેનાં નાભિકમળથી બ્રહ્મા પ્રગટયા, આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તા૦
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહ્યલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું. ભક્તા૦
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઊભા રહી કર વીંજણો ગ્રહીને, વિઠ્ઠલ ઢાળે વાય રે. ભક્તા૦

થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃતપક્વપકવાન્ન;
શર્કરાસંયુક્ત ઋષિને, કરાવ્યાં પયપાન રે. ભક્તા૦
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાન રે. ભક્તા૦
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપેરે. ભક્તા૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લઈ ચાંપેરે. ભક્તા૦

વલણ

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, જાણ્યા તણી ગત છે ઘણી.

[ કડવું ૯, રાગ મલાર ]

ગોવિંદે માંડી ગોઠડીઃ 'કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે૦
શે દુઃખે તમે દુબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો, મને મારા બાળસ્નેહી. ગોવિંદે૦
કોઈ સદ્ગુરુ તમને મલ્યો, તેણે કાન શું ફૂંક્યો;
વેરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો. ગોવિંદે૦
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી,
છો, તે કયે દુઃખે દુબળા, મારા પૂર્વ સ્નેહી. ગોવિંદે૦
કો' શત્રુ કોઈ માથે થયો, ઘણા દુઃખનો દાતા;
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે૦
કાંઈ ધાતુપાત્ર કને નહિ, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કોઈ પહેરવા, મારા બાળસ્નેહી. ગોવિંદે૦
કે સુખ નથી કાંઈ સંસારનું, કોઇ કર્મને દોષે;

ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે. ગોવિંદે૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે મુકી દેહી;
એ દુઃખમાં કશું દુઃખ છે, મારા પૂર્વ સ્નેહી.' ગોવિંદે૦
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશનામી;
'તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદે૦
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે.' ગોવિંદે૦

[ કડવું ૧૦, રાગ રામગ્રી ]

'પછી શામળિયો બોલિયા, 'તને સાંભળે રે;'
'હાજી નહાનપણાની પેર, મને કેમ વીસરે રે.'
આપણે બે મહિના પાસે રહ્યા, તને૦
હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને૦
અન્ન ભિક્ષા માગી લાવતા; તને૦
હાજી જમતા ત્રણે ભ્રાત. મને૦
આપણ સુતા એક સાથરે, તને૦
સુખ દુઃખની કરતા વાતરે. મને૦
પાછલી રાતના જાગતા, તને૦
હાજી કરતાં વેદની ધુન્ય. મને૦
ગુરુ આપણા ગામે ગયા, તને૦
હાજી જાચવા કોઈક મુન્ય. મને૦
કામ દીધું ગોરાણીએ, તને૦
કહ્યું લઈ આવોને કાષ્ટ, મને૦
શરીર આપણાં ઊકળ્યાં, તને૦
હાજી માથે તપ્યો અરિષ્ટ. મને૦

સ્કંધે કો’વાડા ધર્યા; તને૦
ઘણું દૂર ગયા રણછોડ. મને૦
આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, તને૦
હાજી ફાડ્યું મોટું ખોડ. મને૦
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને૦
હાજી આવ્યા બારે મેહ. મને૦
શીતળ વાયુ વાયો ઘણો, તને૦
ટાઢે થરથર ધ્રૂજે દેહ. મને૦
નદીએ પૂર આવ્યું ઘણું, તને૦
ઘન વરસ્યો મુશળધાર. મને૦
એકે દિશા સૂઝી નહિ, તને૦
થયા વીજ તણા ચમકાર. મને૦
ગુરુજી ખોળવા નીસર્યા, તને૦
કહ્યું શીને કીધો તેં કેર. મને૦
આપણને હૃદયા શું ચાંપિયા તને૦
પછી તેડીને લાવ્યા ઘેર. મને૦
પછી ગૌ દહોતાં હતાં, તને૦
હતી દહોણી માગ્યાની ટેવ. મને૦
મેં નિશાળેથી કર વધારિયા, તને૦
હાજી દીધી દહોણી તતખેવ. મને૦
જ્ઞાન થયું ગુરુપત્નીને, તને૦
તમને જાણ્યા જગદાધાર. મને૦
ગુરુ—દક્ષિણામાં માગિયું, તને૦
હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને૦
મેં સાગરમાં જંપલાવિયું, તને૦
તમે શોધ્યા સપ્ત પાતાળ. મને૦

હું પંચાનન શંખ લાવિયો, તને૦
હાજી દૈત્યનો આણ્યો કાળ. મને૦
સંયમની પુરી હું ગયો. તને૦
પછી આવી મલ્યો જમરાજ. મને૦
પુત્ર ગોરાણીને આપિયો તને૦
હાજી પછે થયા વિદાય. મને૦
આપણ તે દિનથી જુદા પડ્યા, તને૦
હાજી ફરિને મલિયા આજ. મને૦
હું તુજ પાસે વિદ્યા ભણ્યો. તને૦
મને મોટો કર્યો મહારાજ. મને૦

વલણ

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ;
પછી દારિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી.

[ શ્રીકૃષ્ણ પછીથી સુદામા છૂપાવે છે તે ગાંઠડી પરાણે ખેંચી લે છે અને તેના સ્વાદના ગાંડા થયા હોય તેમ મૂઠીએ મૂઠીએ ખાવા માંડે છે. એ પ્રસંગ હવે વાંચો. ]

[ કડવું—૧૧ ]

‘સુદામા મેં તો અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકે વાર.’
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે, નથી કીધાં પુણ્યદાન.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટિ તાંદુલ મૂક્યા, દારિદ્રય નાંખ્યા કાપી.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડચાં;
જેમ ચીથરાં છોડચાં નાથે, તેમ ભવનાં બંધન તોડચાં.
જ્યારે તાંદુલ મુખમાં મુક્યાં, ઉડી છાપરી આકાશ;

તેણે સ્થાનક સુદામાને થયા, સપ્તભૂમિના આવાસ;
ઋષિપત્ની થયાં રૂકિમણી સરખાં, સામ્બ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર.

[ કડવું—૧૨ ]

હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાતઃ સુદામે જાચ્યા હરિઃ
'મને વિદાય આપો જગજીવન,' હરિ કહે, 'પધારિયે સ્વામિન;
વળી કૃપા કરજો કોઈ સમે,' ઠાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વળાવા જાય, કોડી એક ન મૂકી કર માંય;
સત્યભામા કહે, 'સુણો જાંબુવતી, કૃષ્ણ થયા કેમ કમળાપતિ?
બ્રાહ્મણ વળી મિત્ર પોતા તણો, દારિદ્રય દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ કરી,' રૂકિમણી કહે, 'શું સમજો સુંદરી!'
બોલડીયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
'વૈભવ આગળ વધિયો છેક, પણ મને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કંઇક ગુપ્ત વાટમાં આપશે હરિ;'
પાય લાગી નારી સહુ ગઈ, હશે, તોએ કાંઈ આપ્યું નહિ.
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઉભા રહ્યા;
'વિઠ્ઠલજી હવે પાછા વળો,' તવ ભેટીને રોયા શ્યામળો.
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કાંઈ મૂકયું નહિ;
ઋષિ સુદામે મૂકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈને નિરાશ.
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ;
'હું માંગવા આવ્યો મિત્ર કને, તેપેં મૃત્યુ શેં નાવ્યું મને?
ભૂખે મરે બાળક નહાનડાં, ખવરાવીએ સૂકાં પાંદડાં;
વા પવન પ્રાશીને ભરીએ પેટ, કે નીચ પુરૂષની કરીએ વેઠ.
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી;
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓઢિએ.

અજાચક વ્રત મૂક્યું આજે, ખોઇ લાખ ટકાની લાજ;
કૃપા કરી મને જગદાધારે, પણ મારું કર્મ નઠોર અપાર.'
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ' ધન નાખ્યું તો સારું થયું;
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે મુજને કરૂણા કરી, દારિદ્રય દુઃખ નવ લીધું હરિ;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવ રામ.'

વલણ

રામ સાંભરે દુઃખ વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચઢયા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડયા.

[ કડવું—૧૩ ]

' ઠામ ભૂલ્યો પણ ગામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં
એ ભુવનમાં વસતાં હશે, જેણે સેવ્યા ચરણ ભગવંતનાં.'
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ એંધાણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઇ;
' આ ભુવન કોણે કર્યા હશે, પર્ણકુટી મારી કયાં ગઈ?
જોઇ સુદામે નિશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં કયાં ગયાં ?
હોમશાળા રૂદ્રાક્ષમાળા, મારી પ્રવિત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઈ, વિપત્ય આવડી કયમ પડી!
દૈવની ગત્ય ગહન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિજોગની વેદના, હુંને દૈવે દંડયો દીન.
તુટી સરખી ઝુંપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટિ કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચઢયા;

બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા.
સાહેલી એક સહસ્ત્ર લેઈને, સતી ગઇ પતિને તેડવા;
જળઝારી ભરી નારી જાએ, જાણે હસ્તિની કળશ રેડવા.
હંસગામિનીને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઈચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણ્યું આવી રાણી, ઇંદ્રાણી કે રૂકમણી!
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શંકર તણી!
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થરથર ધ્રુજે કે કાંઈ ન સુજે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીશ.
'હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબનનારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઈ નર નથી, શકે દીસે સ્ત્રીનું રાજ્ય;
પાપણિયો તમને પરમેશ્વર પૂછશે, હુંને કયાં આણો છો વાજ્ય.'
ઋષિપત્ની કહે, 'સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ-પ્રતાપ.'
એવું કહી કરગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં થયું, કૃષ્ણ સરખું રૂપ.

## વલણ

રૂપે બીજા શ્રીકૃષ્ણ જાણે, જરા ગઇ જોબન આવ્યું;
ઓલકિયે વળગ્યાં દંપતી, રતિ-કામ જોડું લજાવિયું.

[ કડવું—૧૪ ]

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતિ રાજ્ય શોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહિલાં કર્યાં.
દોહેલાં ગયાં ને શોહેલાં થયાં, ભર્યાં ભવન લક્ષ્મી વડે;
એક મુષ્ટિ તાંદુલે જે વિભૂતિ આપી, તે લક્ષ જસે નવ જડે,
મેડી અટારી છજાં જાળી, ઝળકે મીનાકારી કામ;
સ્ફાટિક મણિએ સ્થંભ જડયાં છે, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભૂલ્યો ભમ્યો, જોઈ ભવનનો ભાવ;
માણેક મુક્તા રત્ન હીરા, ઝવેર જોત્ય જડાવ.
ગોળી ગોળા ઘડા ગાગર, સર્વ કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર.
ત્યાં જાચકનાં બહુ જૂથ આવે, નિર્મુખ કોઈ નવ જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.
ઋષિ સુદામાનાં પુર વિષે, ન મળે દરિદ્રી કોય;
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય.
યદ્યપિ વૈભવ ઈંદ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે ભક્તિ ન ચુકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન.
સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારિદ્રય જાય;
ભવદુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય.
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ.
સંવત સત્તર આડત્રીસમાં, શ્રાવણ સુદી નિદાન;
તિથિ તૃતીયા ને ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન.

ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર.

વલણ

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ્ટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ.

૨ જાદવરાય-શ્રીકૃષ્ણ યદુવંશના હોવાથી 'યાદવ' કે 'જાદવ' કહેવાતા, ભાવઠ-આપદા, દુઃખ. પ્રતિવાય-અડચણ, વાંધો. પરિવાર-કુટુમ્બીજનો, આસપાસના માણસો (સં. પરિ+વૃ)

૩ મામ મૂકી-હુંપણું, સ્વમાન ત્યજી દઈ ને. નવનિધિ-કુબેર ભંડારીના નવે ભંડાર અહીં બેઠા મળશે, કેમકે અંતર્યામી મનની વાત બધી જાણે છે. પુરણ પુરુષઃ પુરાણ-સનાતન પરમેશ્વર, પરબ્રહ્મ. તમને-વાર-સ્રીની વીનવણી કેટલી સાચી છે.

महापद्मश्च पद्मश्च शंखौ मकरकच्छपौ मुकुंदकुंदनीलाश्च सर्वश्च निधयोनव ॥

૪ તૈલાભ્યંગ-સ્વપ્નમાં પણ તે શરીરે તેલ ચોળવાનું મન કરતા નહિ, શાળ-ડાંગર, ઘેલી-એ લાડવાચક શબ્દ છે. ખડધાન-હલકું અનાજ, બંટી બાવટો, કોદરા. પણ ભાગ્યભાનુ ઉદે થયો-કંગાળજીવન જીવતા ઋષિનું ભાગ્ય હવે ઉઘડયું છે; પ્રભુની કૃપાથી એની ગરિબાઇ જશે અને એને પોતાના જેવોજ બનાવશે.

૫ ઉપાનરેણુ અભ્ર છાયે-પગના જોડાથી ઉડતી ધૂળ થકી આકાશ છવાઈ ગયું. (અતિશયોક્તિ અલંકાર) કાંગ-એક જાતનું અનાજ (ગરીબ લોક ખાય છે.) ઉખળ-ખાણિયો, છોવાય-અભડાય. કોપીન-લંગોટી. વનકુળ-વલ્કલ.

૬ સુણી સુદામો હસતા જાય-દ્વારિકાનાં બાલકો અને સ્રીઓ તેમની મશ્કરી કરે છે તેથી સુદામાને કાંઇ સંતાપ થતો નથી, તેઓ ચીઢાતા પણ નથી, તેઓ તો પ્રસન્નચિત્તે આગળ વધે છે ગહન દીસે છે કરમની ગતિ-પોતાના બાળ મિત્રને જોઇ સુદામા આ ઉદ્‌ગાર કહાઢે છે. તેઓ એક દિવસ એક જ ગુરુના શિષ્યો હતા અને છતાં આજે એમની સ્થિતિમાં મહત્વનો ફેરફાર હતો. ઋષિને આવ્યું જ્ઞાન-પાછું તેમને જ્ઞાન થતાં બીજા નજીવા વિચારો પર પોતે જીત મેળવે છે અને ભગવાન અને અલ્પજીવ વચ્ચેની સરખામણી કરવાનું સદંતર મૂકી દે છે. વિવેક-વિવેકી. પ્રતિહાર-છડીદાર.

૭ કંદર્પ–કામદેવ. ક્ષુધા...વરિયો–ભૂખડી બારસ જેવો. મોજાં–પગે પહેરવાની મોજડીઓ. જુએ કૌતુક–દરિદ્ર બ્રાહ્મણને આટલું બધું અપાતું સન્માન જોઈ લોકો તેમના બન્નેના મિલનનો દેખાવ જોઇ રહ્યા હતા. દાસત્વ દયાળે લીધું-સુદામાનું તુંબિપાત્ર આચકો મારીને લઈ લીધું, તેથી ભગવાને પોતાના મિત્ર માટે સેવકનું કામ કર્યું એવું કવિ કહે છે.

૮ ભક્તાધીન–ઈશ્વર હંમેશા ભક્તને તાબે છે. ચક્રપાણી–જેના હાથમાં સુદર્શન ચક્ર છે તે કૃષ્ણ. પાદોદક–ચરણામૃત. વૈદર્ભી–રુક્મિણી. દોહલે–વિશ્વામિત્ર જેવા રાજર્ષિને પણ ભગવાને ઘણી મુશ્કેલીથી દર્શન આપ્યું એવા શ્રીકૃષ્ણે સુદામાના પગ ધોઇને તેના ચરણામૃતનું પાન કર્યું. ઘૃતપકવ–ઘીમાં તળેલાં, પય–દૂધ. તાંદુલ–છડેલા દાણા. જંઘા–જાંગ.

૯ મન મુકીને–ખુલ્લા દિલે. પ્રજાળ્યું–નીચોવી નાંખ્યું. ઘન–વરસાદ. ગોઠડી–ખાનગી વાતચીત. ભાભી...શોષે–કેવી મીઠી મશ્કરી !

૧૦ પાછલી રાતના જાગતા–વહેલા સૂઈને વહેલાં ઉઠવું એજ કુદરતી છે. ધુન્ય–ધૂન; અરિષ્ટ–સૂર્ય. બાંધવા–ભાઇઓ. ખોડ–સુકા ઝાડનું થડ. બારે મેહ-મેઘ બાર ગણાય છે. મુસળધાર–સાંબેલા જેવી જાડી ધારે વરસાદ વરસ્યો. પંચાનન–પાંચ મુખવાળો. સૌમ્ય–મૃદુ.

૧૧ અવનીમાં–દુનિયામાં. અઢળક ઢળ્યો–ખૂબ પ્રસન્ન થયો. બહુ અવતાર–બધા મળીને વિષ્ણુના દશ અવતાર મનાય છે. વિષ્ણુનો આઠમો અવતાર તે કૃષ્ણ, નવમો અવતાર તે બુદ્ધનો. છેલ્લો કલ્કિ અવતાર હજી થવાનો છે તુચ્છ ભેટ–તાંદુલની નજીવી ભેટ છતાં ભગવાને તેને મોટું સ્વરૂપ આપ્યું. સુદામાએ સાત જન્મમાં કોઈનેય દાન આપ્યું નહોતું. કર્મના નિયમ મુજબ એને કાંઈપણ મળે નહિ એટલે ભગવાન જાતે જાચક બન્યા અને સુદામા પાસે તાંદુલની ભીક્ષા લીધી, જેથી તેઓ ઋષિનું દારિદ્રય કાપી શકે. અચરજ–નવાઇ. અંબરીષ–એ નામના રાજાને શ્રીકૃષ્ણે સુદર્શન મૂકી દુર્વાસાના ત્રાસમાંથી બચાવ્યા હતા. ધ્રુવ–ઉત્તાનપાદ રાજાના પુત્ર.

૧૨ સામ્બ–શ્રીકૃષ્ણનો પુત્ર. ઘરસૂત્ર–ઘરસંસાર. કોટિધ્વજ–કરોડપતિને ત્યાં હવેલી ઉપર ધજા ઉડાવવાનો પહેલાં રિવાજ હતો. ભેર–ઢોલ. દંપતિ–પતિપત્ની. માધવ–મા (લક્ષ્મી)+ધવ (પતિ). શર્વરી–રાત. દામોદર–જેને પેટ દોરડું બાંધ્યું હતું તે શ્રીકૃષ્ણ. કુબ્જા–કંસની દાસી. ઠાલે હાથે–કંઈ પણ આપ્યા વિના. વિદુર–ધૃતરાષ્ટ્રના ભાઇ. સ્ત્રીની ચોરી–સ્ત્રીઓના સ્વભાવનો

અહીં કવિ પરિચય આપે છે. કદાચ કૃષ્ણે પોતાની સ્ત્રીઓથી એ દાન છુપું રાખવાના ઇરાદાથી એમણે તેમ કર્યું હોય એમ એ કલ્પના કરે છે. વિવેક-જ્ઞાન–થોડી પળ આવી નિરાશાએ તેમને ઘેરી લીધા. તરતજ સંસારપરની આસક્તિથી વિમુક્ત થયા. પોતાની નિર્ધન સ્થિતિમાં સંતોષ જોવા લાગ્યા. આવાગમન-આવવું ને જવું તે.

૧૩ હુંને દૈવે દંડયા દીન–પોતાના ગામમાં પાછા ફરતાં પોતાની ઝુંપડી નહિ મળવાથી સુદામા વિમાસણમાં પડયા. કૃષ્ણને ત્યાં જવાથી કશો લાભ તો ન જ થયો, પણ જેવી તેવી ઝુંપડી ગઈ, પત્ની તથા રોગથી સડતાં છોકરાં પણ ગુમાવ્યાં. અણુવટ–અંગુઠે પહેરવાનું રૂપાનું ઘરેણું. વીંછિયા–પગની આંગળીઓનું ઘરેણું, આકાર ઉપરથી નામ. વાજ્ય–વાજ આણવું એટલે ખૂબ પજવવું.

૧૪ વિશ્વકર્મા ભૂલ્યો ભમ્યો–સુદામાના નવા ભુવનની રચના એટલી બધી અદ્‌ભુત હતી કે દેવોના શિલ્પી વિશ્વકર્મા પણ ભૂલાવામાં પડીને ભમવા લાગ્યા. વિજોગ રાખે જોગનો–સુદામાને ધન ખપતું નહોતું. એટલે તેઓ તો આથી ઉદાસ રહેવા લાગ્યા અને ભક્તિમાંજ સમય ગાળવા લાગ્યા.

## ૭. પ્રેમાનન્દ પર પ્રહાર

[ પ્રેમાનન્દના પ્રતિસ્પર્ધી શામળભટનો જન્મ ઈ. સ. ૧૬૪૦ ના અરસામાં તથા અવસાન ૧૭૩૦ પછી ગણાય છે. તેમણે આસરે ૨૬ ગ્રન્થો લખ્યા છે. વારતામાં પેટા વારતાની ગૂંથણી કરવી એ તેનું પણ લક્ષણ છે. એણે કોઈનું અનુકરણ કર્યું નથી. તેમની વાર્તાની સ્ત્રીઓ પુરુષો કરતાં ઊંચી કક્ષાનાં ચીતરવામાં આવ્યાં છે. હજી પણ આપણો સમાજ જેનું પાલન કરી શકયો નથી તેવા નિયમોની તેણે હિમાયત કરી છે. કોમનો ભેદ ગણ્યા વિના લગ્ન કરવાની પ્રથા, માબાપની મરજી વિરુદ્ધ અમુક પુરુષની પતિ તરીકે કન્યાની પસંદગી, સ્ત્રી–પુરુષનું સમાજમાં સમાન સ્થાન; વગેરે. ]

ભણ્યો નથી કાંઇ પુરાણ હું, ભણ્યો નથી કોઈ વેદ;
રસાલંકાર ન આવડે, મન ન પામે ખેદ.
ઘર ઘર રાગ તાણું નહીં પુત્ર મુજ ગુણ ગાય;
રાજ દરબારે રઝળવું, મેળવી નથી પસાય.

ભાટ બ્રાહ્મણને ભાંડવા, લાંણી મૂકે પોક;
રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક.

## ૮. વચન પાળવા વિષે

[**સામળભટ** પોતાની લાંબી વર્ણનાત્મક કવિતા માટે પ્રખ્યાત છે. તેમાં પણ સામાજિક વસ્તુવાળી તેમની કૃતિઓ અજોડ છે એમ કહીએ તો પણ ચાલે. આવાં લાંબા કાવ્યોમાં પ્રસંગાનુસાર સામાન્ય બોધ આપવાનું તેઓ ચૂકતા નહિ. આ કાવ્યમાં વચન પાળવાની મહત્તા તથા તેને માટે ભૂતકાળમાં અપાયેલો આત્મભોગ વર્ણવવામાં આવ્યો છે.]

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર પરઠયું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી,
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવવર દૈત્યે લીધું,
શુભધર્મ, કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો થઈ રહ્યું.
એક વચનને કાજ, રંક રાવણ થઈ બેઠો;
એક વચનને કાજ બળિ પાતાળે પેઠો,
એક વચનને કાજ, વેચી હરિશ્ચન્દ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી,
વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા
કહે સામળ વચન જ કારણે, સો કીચક સાથે શમ્યા.
પાળે વાયક શૂર, જે રણમાં બહુ ઝૂઝે,
પાળે વાયક સિદ્ધ, જેને આગળ સૂઝે;
પાળે વાયક ભક્ત, કરે ઈશ્વર વશ આપે,
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે;
પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણીઓ,
સામળ વાયક સંભળાવતાં, જશે જગતમાં જાણીઓ.

— **સામળ ભટ**

**હરિશ્ચન્દ્ર**—એક ભાર સોનું વિશ્વામિત્રને આપવાનું વચન પાળવા માટે રાજાએ પોતાનાં સ્ત્રી ને પુત્રને વેચ્યાં; પોતે એક ઢેડને ત્યાં નીચ કામ કરીને પૈસા કમાવાનું કબૂલ કર્યું.

**કૃષ્ણે કુબ્જા આણી**—રામ તરીકે આપેલું વચન વિષ્ણુએ કૃષ્ણાવતારમાં પાળ્યું. કુબ્જા એ મથુરાના રાજા કંસની દાસી. આગલે જન્મે તે કૈકેયીની દાસી મંથરા હતી. એક વાર રામે ગુસ્સામાં તેને કદરૂપી બનાવી દીધી; આ શાપમાંથી મુક્ત કરવાને બહુ આજીજી કરતાં રામે કહ્યું: હું કૃષ્ણાવતાર ધરી કંસને મારવા મથુરા આવીશ ત્યારે તારૂં સુંદર રૂપ કરી તને ઘણું સુખ આપીશ. આ વચન કૃષ્ણે પાળ્યું.

**હરે હળાહળ પીધું**—દેવોએ ને દૈત્યોએ સમુદ્રમંથન કરી ચૌદ રત્નો કાઢયાં. તેમાંનું એક તે હળાહળ–અતિ તીવ્ર ન જીરવી શકાય એવું વિષ. હર–મહાદેવ.

**દેવવર દૈત્યે લીધું**—દેવોનું વરદાન દૈત્યે મેળવ્યું. દૈત્યો ને દેવો એક બીજાના શત્રુ છે, છતાં તેમાંના ઘણાઓએ તપશ્ચર્યા કરીને તેમની પાસેથી જ વરદાનો પ્રાપ્ત કર્યાં છે. આવા દૈત્યોમાંથી કોનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો છે તે સ્પષ્ટ નથી.

**રંક રાવણ થઇ બેઠો**—રાવણે પ્રતિજ્ઞા લીધી હતી કે પોતાનો વિનાશ થાય છતાં તે રામને સીધી રીતે સીતા પાછી નહિ સોંપે. આને પરિણામે લંકાપતિ, એક વખત ત્રિલોકને ધ્રૂજાવનાર રાવણ રણમાં રગદોળાયો–પોતાના રાજ્યના તેણે ચૂરેચૂરા થઇ જવા દીધા.

**બળિ પાતાળે પેઠો**—બળિ એ શોણિતપુરના રાજા પ્રહ્લાદનો પૌત્ર થાય. એક સમર્થ દૈત્ય તરીકે એની આણ વર્તાતી હતી. એણે વિષ્ણુની મદદ યાચતા દેવોનો પરાજય કર્યો. એટલે વિષ્ણુ વામનરૂપે પૃથ્વી પર પ્રગટ થયા. બળિ પાસે ત્રણ પગલામાં જેટલી જમીન લઇ શકાય તેટલી જમીન તેમણે દાનમાં માગી. બળિએ હા પાડતાં, વામન સ્વરૂપ વિષ્ણુએ વિરાટસ્વરૂપ ધારણ કર્યું, ને એક પગલે પૃથ્વી ને બીજે પગલે સ્વર્ગ લીધું. ત્રીજુ પગલું કયાં મૂકું એમ પૂછતાં એક વચની બળિએ પોતાના મસ્તક પર મૂકવા કહ્યું. આમ કરીને વિષ્ણુએ તેને પાતાળનિવાસી બનાવ્યો.

**પાંડવો હાર્યાં પ્યારી**—પાંચ પાંડવોમાં શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ બન્ધુ યુધિષ્ઠિરે કૌરવો સાથે ધુત રમવાનું વચન આપ્યું. તે વચન પાળતાં તેમણે રાજપાટ ગુમાવ્યું એટલુંજ નહિ પણ પોતાની સ્ત્રી દ્રૌપદીને હોડમાં મૂકી ગુમાવી બેઠા.

**સો કીચકો સાથે શમ્યા**—વનવાસનું તેરમું વર્ષ ગુપ્ત નિવાસનું હતું. તે પાંડવો વિરાટ રાજાને ત્યાં ગુપ્ત વેશે વ્યતિત કરતા હતા ત્યારે કીચકભાઈઓ વિરાટના સાળામાંના સૌથી મોટાએ છૂપે વેશે રહેલી દ્રૌપદી ઉપર કુદૃષ્ટિ કરી. આથી ભીમે સોએ સો ભાઇઓનો સંહાર કર્યો. દુર્યોધને તૈયાર કરેલા લાક્ષાગૃહમાંથી નાસતી વખતે એક જ માતાના સો પુત્રનું બલિદાન આપવાનું ભીમે અગ્નિદેવને ત્રણવાર વચન આપેલું.

**વૃષ્ટિ જેને પરતાપે**—દાતાઓ દાન કરે છે તેથી વરસાદ પડે છે. એવી માન્યાતાનો અહીં ઉલ્લેખ થયો છે.

**જશે જગતમાં જાણીતો**—જે માણુસ પોતાનું બોલેલું પાળશે તેજ જગતમાં જાણીતો થશે–પ્રખ્યાત થશે, પ્રસિદ્ધ થશે.

## ૯. સંત સમાગમ

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તે તો હોય હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણુ સ્વાતિ વરસે જોને.
અચેતનને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણુ, તેને સમજણુ નાવે જોને.
કુબુદ્ધિ કાળપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કેમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને.
કુસકા કુટેથી શું થાય, કણુ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજ આવે કયાંથી જોને
પાપીને પરબોધ ન કરીયે, મૂન્ય ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસીદાસ તોડી, પ્રેત ન પૂજવા જઇએ જોને.

— પ્રીતમ

**પારસ**–પારસમણિ; આમાં એવો ગુણ હોય છે કે એ જેને જેને અડકે તેને સુવર્ણ બનાવે છે. **પરશે**–સ્પર્શે; સ્પર્શ કરે; અડકે. **સ્વાતિ**–સ્વાતિ

નક્ષત્ર; આ નક્ષત્રમાં દરિયામાં રહેલી છીપમાં પડતાં વર્ષાબિન્દુથી મોતી પાકે છે. એવી દૃઢ માન્યતા છે.

## ૧૦. હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જોવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
**પ્રીતમ**ના સ્વામીની લીલા, તે રજનીદંન નરખે જોને.

— **પ્રીતમ**

**સુત**–પુત્ર. **વિત**–વિત્ત; પૈસો; દોલત; ધન. **મરજીવા**–મરીને અમરકીર્તિ વડે જીવવાની ઇચ્છાવાળા. **દુગ્ધા વામે**–દુઃખ ટળે, **પાવક**–અગ્નિ.

## ૧૧. શિર સાટે

[ સ્વામિનારાયણ–સંપ્રદાયના આ કવિ જાતે ભાટ હતા. સહજાનન્દ સ્વામીનો ગઢડામાં તેને દર્શન થયેલાં અને ત્યારથી ત્યાંજ રહી તેમણે કાવ્યો લખવા માંડેલાં. ચારણી તથા હિન્દી ભાષામાં પણ તેમણે કાવ્યો રચ્યાં છે. એમણે ગૂજરાતી સાહિત્યમાં વૈરાગ્યનાંપદો ઉમેરી ગૂજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. વૈષ્ણવોની શૃંગાર–અતિશયતાના વિરોધરૂપે આ સંપ્રદાય નીકળ્યો હતો, એટલે એના કવિઓમાં પણ એ લક્ષણો દેખાય એ સ્વાભાવિક છે. ]

(ઢાળ: 'સગપણ હરિવરનું સાચું')
રે શિર સાટે નટવરને વરીએ,
રે પાછું તે પગલું નવ ભરીએ. ધ્રુવ૦
રે અન્તર્દૃષ્ટિ કરી ખોળ્યું,
રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું,
એ હરિ સારૂં માથું ધોળ્યું. ૧
રે સમજ્યા વિના નવ નીસરીએ,
રે રણમધ્યે જઇને નવ ડરીએ,
ત્યાં મુખ પાણી રાખી મરીએ. ૨
રે પ્રથમ ચડે શૂરો થઇને,
રે ભાગે પાછો રણમાં જઇને,
તે શું જીવે ભૂંડું મુખ લઇને. ૩
રે પહેલુંજ મનમાં ત્રેવડીએ,
રે હોડે હોડે જુદ્ધે નવ ચઢીએ,
રે જો ચડીએ તો કટકા થઈ પડીએ. ૪
રે રંગ સહિત હરિને રટીએ,
હાક વાગે પાછા નવ હઠીએ,
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ. ૫

— બ્રહ્માનંદ

ત્રેવડીએ–પૂરો વિચાર કરી લેવો જોઇએ. રે હોડે હોડે–વારે ઘડીએ. જુધ્ધે–યુધ્ધે, લડતમાં કટકા થઇ પડીએ. कार्यं साधयामि वा देहं पातयामिનો અર્થ સમાયેલો છે. રંગસહિત પ્રેમપૂર્વક રટીએ–યાદ કરીએ.

## ૧૨–સચોટ જવાબ

[કવિ દલપતરામ ડાહ્યાભાઇ (૧૮૨૦–૧૮૯૮) સમાજસુધારણાની ઇચ્છાથી, સમયની જરુરીઆત પ્રમાણે ઉપદેશાત્મક કવિતા લખનાર હતા.

૧૮૪૮માં સ્વ. ભોળાનાથ સારાભાઈની મારફતે ફાર્બસ સાહેબના પરિચયમાં આવ્યા ત્યારથી જ તેમનીયશસ્વી કારકીર્દિની શરૂઆત થઈ ગણાય. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ'નું તન્ત્રીપદ પણ એમણે કરેલું.

નર્મદ અને દલપત બન્ને કાવ્યક્ષેત્રમાં પરસ્પરના વિરોધી લેખાતા. દલપતરામની શિક્ષકવૃત્તિ એમની કવિતામાં પણ દેખાઇ આવે છે. નર્મદાશંકર ઉપર અંગ્રેજી સાહિત્યની છાપ ઊંડી પડેલી, જ્યારે દલપતરામને માત્ર તેનો સ્પર્શ જ થયેલો. દલપતરામ એમના યુગના પ્રતિનિધિ હતા. તેમનું છન્દનું જ્ઞાન અને તે ઉપરનું પ્રભુત્વ બન્ને આપણને મુગ્ધ કરે તેવા છે.

## ૧. સચોટ જવાબ

એક સમે ક્ષત્રી આગળ બ્રાહ્મણે કહ્યું,
અરે આજ અસલના ક્ષત્રિ યાદ આવિયા;
દેશમાં ન થવા દેતા પરદેશીનો પ્રવેશ,
જેઓ સંગ્રામ સજી જશ સંપડાવિયા;
અરે આ ભરતખંડ ભૂમિએ એવા ભૂપાળ,
શૂરવીર ધીર ગુણવાળા ક્યાં ગુમાવિયા?
કહે દલપતરામ સૂણીને ક્ષત્રિયે કહ્યું,
અસલના ઋષિઓના રક્ષણે સિધાવિયા.

## ૨—અછકલો

ભીંડો ભાદરવા તણો, વડને કહે સુણ વીર;
સમાઉં નહિ હું સર્વથા, તું જા સરવર તીર,
તું જા સરવર તીર, સૂણી વડ ઉચર્યો વાણી;
વીતે વર્ષાકાળ, જઈશ હું બીજે જાણી,
દાખે દલપતરામ, વીત્યો અવસર વર્ષાનો;
ગયો સુકાઈ સમૂળ ભીંડો તે ભાદરવાનો.

## ૩–સંગીતની કદર ?

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગરાગણી વગાડવામાં વખણાણો છે.
એકનેજ જાચું એવી ટેક રાખી એક,
શેઠને રીઝવી મોજ લેવાને મંડાણો છે.
કહે દલપત્ત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે.
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી?
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

## ૪–અન્યોક્તિ

ઉંટ કહે આ સમામાં, વાંકાં અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીને પશુઓ અપાર છે.
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે.
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં, શીંગડાંનો ભાર છે.
સાંભળી શિયાળ બોલ્યો,દાખે તલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

## ૫–ગુજરાતીનો વકીલ

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ;
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું.
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી;
જાણી તેનું દુઃખ ઘણો દીલગીર દીલ છું.

હિંદી ને મરાઠી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ;
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું.
કહે દલપતરામ ત્યારે અધિરાજા છો તો સુણો;
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

## ૬—જૂનો ચાલ

ઘૂડ કહે ઘણો જુનો ચોખ્ખો છે અમારો ચાલ,
દુનિયાને જુની રીત, અમારે દેખાડવી;
સૃષ્ટિ સરજ્યાં પહેલે, સમે કયાં સૂરજ હતો,
એ તો થયો નવો નવી રીત નહીં પાડવી;
હોય જાતે હલકા તે આધુનિક રીત રાખે;
ઉત્તમ જાતિએ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દિવાકર દેખી નહિ આંખજ ઉઘાડવી.

## ૭—મહીવાસ

[દોહરા]

સાભ્રમતી ને મહી નદી, બે મધ્યે મહી-વાસ:
શિરોહીથી દક્ષિણ દિશે, પૂર્ણ કોસ પચાસ.
મીઠી ભૂમિ મહી તટે, મીઠાં પાણી પાસ;
લીલા ઊગે લીમડા, ફુલ તેમાં કડવાસ.
મહીવાસીનો મુલકમાં, તેથી ઉપજે ત્રાસ;
વિશ્વ વિષે વિખ્યાત છે, વસુધામાં મહીવાસ.
રાજશત્રુ ત્યાં જઈ રહે, રહે લૂંટારા ચોર;
પણ તે કદી પકડાય નહિ, અતિ અંધારૂં ઘોર.

સાગર સ્થાનક મચ્છનું, ભૂત સ્થાન કૈલાસ;
સુરનું સ્થાનક સ્વર્ગ છે, ચોર–સ્થાન મહીવાસ.

રહે રાતદિન રખડતા, ભય તજી ભીલ અપાર;
એક દીસે એમાં વળી, સરવેનો સરદાર.

છૂટક છૂટક છાપરાં, કરી રહેલા કોઈ;
કંઈક ગુફામાં ગુપ્ત રહે, જગ્યા છાની જોઈ.

ભામની પાસે ભીલડી, બાળક લઈ બેચાર;
ચણોઠિયાના ચોસરા, હઈડે પહેરી સાર.

એક કૂહાડી કાખમાં, એક છરો અણીદાર;
કરમાં તીર ને કામઠું, એ નરનો શણગાર.

ટુંકી પહેરે તંગડી, માથે ફેંટો એક;
તન તો સઘળું તેહનું, છે ઉઘાડું છેક.

ન ગણે તડકા ટાઢને, વળી ન ગણે વરસાદ;
શિકાર શોધે સર્વદા, નિશદિન તેહ નિષાદ.

પગમાં ન મળે પગરખું, ન અંગરખું અંગ;
તેના તનનું ચામડું, બખ્તર તુલ્ય અભંગ.

એક ઉપર આપદ પડે, કરે ઢોલ ધમકાર;
ભેળાં થઈ જાય ભીલડાં, પળમાં પાંચ હજાર.

સુત મોટા સરદારનો, તે જ નહિ સરદાર;
પણ જે થાય પરાક્રમી, તે પામે અધિકાર.

મહાસાગરમાં માછલી, જતી રહી ન જણાય;
તેમ જે તે મે’વાસમાં, ગયો ચોર ન ઝલાય.

## ૮–હાલરડું

[ ' માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે ' એ રાગ ]

મારા લાડકડા કુંવરજી પોઢો પારણે,
તમને પરમેશ્વરની રક્ષા દહાડો રાત;
મારા આંખના તારા છો કુંવરજી તમે,
તમો ઉપર વારી નાંખું મારી જાત, મારા લાડકડા૦

મારા કોડીલા કુંવર કુળે દીપક છો તમે,
હું તો હોંશે હોંશે નીરખું નિર્મળ મુખ;
લાડે કોડે લઈ લડાવું મારા લાલને,
ત્યારે જાણું છું સાંપડિયાં સાતે સુખ. મારા લાડકડા૦

તારું પારણિયું મઢાવું માણેક મોતીએ,
ઉપર મે'લું મેના પોપટ મોર ચકોર;
પારણિયાને ફરતી ઘમઘમ ઘમકે ઘુઘરી,
હોંશે હીંચોળું લઈ રૂડી રેશમ–દોર. મારા લાડકડા૦

પોઢો સદ્‌ભાગી કુંવરજી થઈ સુખાળવા,
આપે પવનતણી સુગંધિ શીતળ લ્હેર;
પારણિયું તારું પ્રીતે મે'લું પરસાળમાં,
મનમાં માનું મોટી મહા પ્રભુની મ્હેર. મારા લાડકડા૦

કુંવર ચાલણ ગાડી લઈને શીખશે ચાલવા,
થનથન કરતો પગલાં ભરશે રૂડીપેર;
કાલું કાલું બોલી માખણ મેવો માંગશે,
ત્યારે માનીશ મુજને મળ્યો કનકનો મેર. મારા લાડકડા૦

મ્હારો ન્હાનકડો થાશે મોટો નાણાવટી,
વહાણવટાનો વળી વિધવિધ કરશે વ્યાપાર;
રાજસભામાં પણ રૂડી રીતે બિરાજશે,
શાણો કે'શે સર્વ મળી સરદાર. મારા લાડકડા૦
મારી હોંશ હૈયાની પરમેશ્વર પૂરી કરે,
મારા લાડકડા તુજ કરે પ્રભુ કલ્યાણ;
એવી આશિષ આપું અવસર અવસર ઉપરે,
પોઢો પોઢો મારા જીવના પ્રાણ. મારા લાડકડા૦
કુંવરજી તારાં દુઃખડાં ખારે દરિયે જજો;
સુખનો સાગર તુજને મળજો ઠામોઠામ;
બહુ જુગ જીવી માતપિતાની પ્રતિજ્ઞા પાળજો,
દિલથી આશિષ એવી દે છે દલપતરામ. મારા લાડકડા૦

— દલપતરામ

૩. જાચું–યાચુ, ભક્તિ કરું, પ્રશંસા કરું. આશરે રહું. રીઝાવી–ખૂશ કરીને. નલાયક–અયોગ્ય, ગાતાં કે વગાડતાં જાણતો નથી, એવો ભાવ. ફોગટ–નકામો. ફુલાણો છે–ગર્વ કરે છે કે સારૂં ગાતાં આવડે છે અને વગાડતાં આવડે છે. પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગીરી–આ આખું વાક્ય હસાવી મૂકે એવું છે. 'ભેંસ આગળ ભાગવત' એ કહેવત જેટલો જ ભાવ આમાં ધ્વનિત થાય છે. શેઠ પસંદ કરવામાં ગાયકની અહીં ભૂલ થઈ છે, એવો અર્થ છે. આ જ રીતે આ દુનિયામાં માણસો યોગ્ય જગા પસંદ નહિ કરી શકવાથી હાથ ઘસવાનો વખત આવે છે. ૪ ભૂતલ–દુનિયા. વિસ્તાર છે–હારને હારમાળા ચાલી જાય છે. વારણ–હાથી. શિર–માથું.

'परोपदेशे पाण्डित्यम्' કે 'પોથીમાંનાં રીંગણાં'ની માફક માણસો પારકાના દોષ કાઢે છે, પરંતુ પોતાની ભૂલ જોઈ શકતા નથી, એ ભાવ કાવ્યનો છે.

૫ઃ શિથિલ–મંદ, ધીમો. અધિરાજા–મોટો રાજા. આ કાવ્યમાં સુધારકોની મશ્કરી કરવામાં આવી છે. ૬ઃ આધુનિક–હાલની. દિવાકર–સૂર્ય.

૭: નવલરામે ગૂજરાતનું પ્રવાસવર્ણન લખ્યું છે, તેમ 'મહીવાસી'નું રસિક વર્ણન કવીશ્વર દલપતરામે કરેલું છે, જે ઉપરથી ગૂજરાતમાં મહીકાંઠાની અંદર કોતરોમાં અસલ વતની તરીકે ભીલ તથા કોળી વસે છે, વગેરેનો સુંદર ખ્યાલ મળી રહે છે. **વસુધા**–દુનિયા. **સાગર**...**મહીવાસ**–જેમ માછલાંને રહેવાની જગ્યા દરિયો છે, શિવસ્થાન કૈલાસ છે, દેવોનું નિવાસસ્થાન સ્વર્ગ છે, તેમ ચોર લોકોનું સંતાઈ રહેવાનું સ્થળ મહીકાંઠાના કોતરો છે. **નિષાદ**–ભીલ, માછી, ચંડાળ.

૧ મહીકાંઠાના ભીલોનું જીવન કેવા પ્રકારનું હતું તેનું ટૂંક બ્યાન કરો.

# ૧૩. (૧) વહાલાંઓને ઉપદેશ

[ સ્વ. **મણિશંકર રત્નજી ભટ્ટ 'કાન્ત'** ઉપનામથી જ વધારે ઓળખાય છે (જન્મ સન ૧૮૬૭–૧૯૨૩). એમનો કાવ્યસંગ્રહ એમના મૃત્યુ પછી **'પૂર્વાલાપ'**ને નામે પ્રકટ થયો હતો. **'વસન્ત વિજય'** નામનું કાવ્ય લખી કાન્તે ખણ્ડ–કાવ્યમાં ભાવ પ્રમાણે છન્દ–પ્રથા દાખલ કરી. એમણે ઓછાં કાવ્યો લખ્યાં છે; છતાં એમની કોમળ ભાષા, સુંદર કલ્પના અને હૃદયના ગૂઢ ભાવ આલેખવાની અનુપમ શક્તિનો ખ્યાલ આપણને આવ્યા વગર ના જ રહે. એમના છન્દોમાં નૈસર્ગિકત્વ અને ભાષાપ્રભુત્વ આપણને મુગ્ધ કરી મૂકે એવાં છે.

કવિને ખ્રિસ્તી ધર્મ પ્રત્યે પક્ષપાત હતો અને એનો જાહેર રીતે સને ૧૯૦૦માં સ્વીકાર કર્યો હતો. સ્નેહીઓને ખાતર એ પુનરપિ આર્ય થયા; છતાં હૃદય તો ખ્રિસ્તી જ રહ્યું.]

**( "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" એ રાગિણી )**

સાંભળજો, વ્હાલાંઓ! વચનો દીનનાં!
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:
મોટો એ અધિકાર તમારો માનવી!
અધિકારી છો જેના માનવ માત્ર જો!
સાંભળજો, વહાલાંઓ! વચનો દીનનાં!
એક પિતા પરમેશ્વર જાણો આપણો;

નિકટ સગાંઓ સમજો ભાઈબેન જો;
નીકો નાની મોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત વહન જો!
સાંભળજો, વહાલાં ઓ! વચનો દીનનાં!
હસનારાની સાથે હસવું તો ઘટે,
રડનારાની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો!
સાંભળજો, વહાલાંઓ! વચનો દીનનાં!
**ભૂતદયા** છે ધર્મ બધાના મૂલમાં,
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર! યાચંતાં આપજો;
દીન જનોને અમને એનો લેશ જો!
સાંભળજો, વહાલાંઓ! વચનો દીનનાં!

દીનનાં–ગરીબનાં, નમ્રતાનાં. 'દીન' અને 'દિન' વચ્ચેનો તફાવત જાણો. **માનવી**—મનુષ્ય. **ભૂતદયા**—પ્રાણીમાત્ર ઉપર દયા રખવી એવો ઉપદેશ છે.

## ૨–કલાપીને સંબોધન

[ શ્રી. 'કાન્ત'નાં કાવ્યો આત્મલક્ષી તેમજ પરલક્ષી છે. એમનાં અનેક કાવ્યોમાં એમના હૃદયના જુદા જુદા ભાવો—મૈત્રીના, પ્રેમના, ધર્મના, ઈત્યાદિ—વ્યક્ત થાય છે. ઉપરનું કાવ્ય વાંચ્યા પછી આમાં જણાશે કે આ કાવ્ય કવિશ્રી મણિશંકર ભટ્ટે એટલે કે શ્રી. કાન્તે લાઠીના ઠાકોર-કવિ **સુરસિંહજી** ( કલાપી )ને સંબોધી લખેલું છે. ૧૯૦૩માં ' કલાપીનો કેકારવ 'ની પ્રથમ આવૃત્તિમાં એ બહાર પડેલું. કવિ **સુરસિંહજીએ** પોતાનું તખલ્લુસ ' કલાપી ' રાખ્યું હતું. કલાપીનો અર્થ મયૂર થાય છે. એટલે આખું કાવ્ય મયૂરને પણ લાગુ પડી શકે છે, તેમ

વાડીના કવિ સુરસિંહજીને પણ લાગુ પડે છે. અહીં કવિ કલાપીને સ્વર્ગના ઉદ્યાનનાં મીઠાં મોરલો કહેલો છે. એ મોરલો આપણી આંખોને આંજે છે અને અજવાળે છે એટલે કે પ્રકાશવાળી કરે છે. તેથી પ્રકાશરૂપે ઈશ્વરીપ્રેમ અંતર ઉપર ઉઘડે છે. વળી તેની વાંસળી પણ હૈયાનાં હેતને વહેતી લાગે છે. તે ઠેઠ આકાશમાં અંદર અને દૂર સુધી જાય છે. દૂરમાં દૂર હૃદય સુધી જાય છે અને તેના અંતરને સ્પર્શ કરે છે. સુરતાની વાડીના મહેલોની ટોચ ઉપરથી એ કલાપીની કાવ્યોરૂપી મધુર વાણી આજે કેવી રીતે ઉભરાય છે! વળી એ વાણી સ્વર્ગની સુગન્ધિને પણ સાથે લઈને સંસારમાં ધીમે ધીમે સરી આવે છે અને હૃદયના દ્વાર ઉપર ગીતાની માફક અથડાય છે. તે સૂર્યનારાયણના ઉત્તમ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, એવો જે જુનો ઉપદેશ છે તે ઉપદેશ કલાપીની વાણી દ્વારા આજે જુદી રીતે રજુ થાય છે. તેથી મારૂં માથું જુદી જ રીતે નમે છે અને તે સાથે સર્વ આત્મતંત્ર પણ નમે છે—એમ કવિ કહેવા માગે છે. આ સંબંધી વધારે જાણવા કલાપીની પત્રધારા વાંચો. એથી ગુરુ–શિષ્યનાં સંબંધ સરસ રીતે સમજાશે.]

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા:
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

આંજે ને અજવાળે આંખલડી સખી:
અન્તર ઉપર ઉઘડે આલમનૂર જો!
"હેત હૈયાનાં વહતી વાજે વાંસળી!"
ઉડે સ્વર આકાશે અન્દર દૂર જો!
સુરતાની વાડીના મોંઘા મોરલા!

નન્દનવનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો!

સુરભિઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !
"**તત્** સવિતાનું **भर्ग वरेण्यं धीमहि** !"
ગાયત્રીનો જૂનો ભેદક મન્ત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથું નમે;
નમતો સાથે આત્માનો એ તન્ત્ર જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !

**સુરતાની વાડી**—સુર એટલે દેવ, સુરતા એટલે દેવપણું; અને સુરતાની વાડી એટલે સ્વર્ગનો બગીચો—નન્દનવન. **નિરઝરતી**—ઝરે છે. **સૌભાગ્ય**—સુંદરતા ને માંગલ્ય. **સુહાગન**—સુંદર. **જ્યોત્સ્નિકા**—ચાંદની—ચન્દ્રનું તેજ. **ઝબકે**—પ્રકાશે છે. **નમણું**—સૌમ્ય—શોભતું. **આલમનૂર**—દુનિયાનું તેજ, પ્રકાશરૂપે ઈશ્વરી પ્રેમ. **વાજે**—વાગે. **નન્દનવન**—સ્વર્ગનો બગીચો. **પ્રાસાદો**—મહેલ. **કેકા**—મોરની વાણીને કેકા કહેવાય છે. સુરસિંહજીનાં કાવ્યોની વાણી એવો અર્થ અહીં લેવો. **સુરભિ**—સુગંધિ. **અન્તર્દ્વારે**—હૃદયના દરવાજે. **સવિતાનું**—સૂર્યનું. **ભર્ગ**—તેજ. **વરેણ્ય**—વધાવવા લાયક—ઉત્તમ. **ધીમહિ**—અમે ધ્યાન ધરીએ છીએ." तत्सवितानुं............धीमहि—મૂળ ગાયત્રીમંત્ર ઉપરથી જૂનો ભેદક મંત્ર અહીં ઘટાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગાયત્રી આ પ્રમાણે છે: ॐ तत्सवितुर्वरेण्यं। भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात्॥ તેને બરાબર ગૂજરાતીમાં ઉતારવામાં આવે તો—"તે દેવ સવિતા કેરા; ધ્યાઈએ શ્રેષ્ઠ તેજને; પ્રેરે બુદ્ધિ અમારી જે." કવિતામાં વિવિધ છન્દો છે, અને ગાયત્રી પણ એક છન્દના પ્રકારનું નામ જ છે. કવિતા—સાહિત્યમાં અક્ષરમેળ અને માત્રામેળ એવા બે વિભાગ છે. આ અક્ષરમેળ છે. આમાં આઠ આઠ અક્ષરનાં ત્રણ પદ આવે છે, માટે તે त्रिपदा गायत्री કહેવાય છે. ઉપરની ગાયત્રીમાં પહેલા પદમાં ગણતાં સાત અક્ષરો થાય છે, પણ वरेण्यं ને બદલે વરેણિયં

ઉચ્ચાર કરવાનો હોય છે. ગુજરાતી ભાષામાં પણ દલપત–યુગમાં વિશેષ ભાગે અને આજે પણ ઓછા પ્રમાણમાં કવિતા રચવામાં એવું થાય છે. જેમ કે, 'પ્રથમ'ને બદલે 'પરથમ', વગેરે.

## ૧૪. ત્યા ગ

[ કાઠિયાવાડના લાઠી સંસ્થાનના ઠાકોર શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલે 'કલાપી'ના તખલ્લુસથી કવિતા લખવી શરૂ કરી હતી. પચ્ચીસ વર્ષની ભરજુવાનીમાં તેઓએ દુઃખ અને મુશ્કેલીઓની પરવા કર્યાં વિના પ્રેમાળ હૃદયની સાક્ષી આપી સાચો સ્નેહ જાહેર રીતે પાળીને પોષ્યો હતો. પોતાની પત્ની રમા સાથે કચ્છમાંથી આવેલી શોભના સાથે તેમનું દિલ ભળી જતાં અને એ કુદરતી પ્રેમપ્રવાહને રોકવો અશક્ય થતાં તેમણે પોતાની પરણેતરની લાગણીને અવગણીને તથા રાજકર્તાના હોદ્દાને ન ગણકારતાં શોભનાના થનાર પતિ તથા અન્ય મિત્રોના તીવ્ર વિરોધ ને વહોરી લઇ ૧૮૯૮માં શોભનાની સાથે લગ્ન કર્યું. બે વર્ષ પછી એટલે ઇ.સ. ૧૯૦૦માં પચ્ચીસ છવ્વીસ વર્ષની ભરજુવાનીમાં અકાળ અવસાન થવાથી ગુજરાતી સાહિત્ય દુર્ભાગી બન્યું. તેમના સંબંધી ઘણી અગત્યની બીનાઓ આજે પણ અપ્રસિદ્ધ છે. શ્રી. કાન્ત, શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વગેરે તેમના ગુરુમિત્રો હતા. આ રાજવી–કવિના જીવનની કેટલીક વિગતો યાદ રાખવા જેવી છે: ૧૮૭૪–જન્મ: તા. ૨૬ ફેબ્રુઆરી; ૧૮૯૮–શોભના સાથે લગ્ન; ૧૯૦૦–મૃત્યુ. તેમના કાવ્યો સરળ ભાષામાં લખાયાં છે. છંદોની વિવિધતા તેમને મધુર અને ભાવવાહી બનાવે છે. ખાસ કરીને એમના પ્રાસંગિક કાવ્યો અત્યંત આકર્ષક હોય છે.]

હું જાઉં છું! હું જાઉં છું! ત્યાં આવશો કોઈ નહીં!
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઈ નહીં! .... ૧
ના આંસુથી, ના ઝુલ્મથી, ના વસ્લથી, ના બન્ધથી,
દિલ જે ઉઠ્યું રોકાય ના! એ વાત છોડો કેદની! .... ૨
સૌ ખુશ રહો જેમાં ખુશી! હું જ્યાં ખુશી તેવું કરૂં!
'શું એ હતું? શું એ થયું?' એ પૂછશો કોઇ નહીં! .... ૩

કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે તે જ છે !
જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નહીં !.... ૪
પેદા કર્યો'તો ઈશ્ક ત્યાં ના કોઈને પૂછ્યું હતું !
એ ભૂસવા જો છે ખુશી તો પૂછવું એ કૈં નથી ! .... ૫
છે ઈશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું !
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી ! .... ૬
આ ચશ્મ બુરજે છે ચડયું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીટીં હવે શકશો નહીં. .... ૭
મારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સૂવાડજો !
હું જ્યાં દટાઉં ત્યાં ફૂલોને વેરશો કોઈ નહીં ! .... ૮
છે શું ફૂલો, શું ઈશ્કને શું સૌ તમો જાનારને ?
આ માછલું દરિયા તણું તે ઊર્મિઓ ગણતું નહીં ! .... ૯
મુજ ઊર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઊર્મિ છે !
જે હિકમતે આ છે બન્યું તે જાણશો કોઇ નહીં ! .... ૧૦
શું પૂછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
ને વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઈ નહીં ! .... ૧૧

વસ્લ–વિયોગ. ઈશ્ક–પ્રેમ. ચશ્મ–આંખ. આલમ–દુનિયા. ઊર્મિઓ–મોજાં. વારિધિ–સમુદ્ર. ખેરશો–પાડશો. વ્યર્થ–નકામા. હિકમત–યુક્તિ, કરામત.

આ કાવ્યોનો ભાવ ત્રણ લીટીમાં જણાવો.

## ૧૫. ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભુરું છે નભ સ્વચ્છ, સ્વચ્છ દિસતી એકે નથી વાદળી;
થંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં !

મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી;
અહો! કેવું સુખી જોડું, કર્તાએ નિરમ્યું દિસે!

ત્યાં ધૂળ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે:
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં!

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવી ત્યાં જૂવે છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાંત બેસી રહીને,
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે,
ત્યાં તો આવી પહોંચ્યો એ, અશ્વ સાથે ચુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે, "આવો બાપુ" કહી ઉભો,
"લાગી છે મુજને તૃષા, જલ ભરી દે તું મને" બોલીને.
અશ્વેથી ઉતરી ચુવાન ઊભીને ચારે દિશાએ જુવે;
"મીઠો છે રસ ભાઈ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી ચુવાનને લઇ ગઈ જ્યાં છે ઉભી શેલડી.

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરીક કાતળી એક કાપી.
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

" બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા "
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.
કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિંદુ પણ રસતણું કેમ હાવાં પડે ના ?
' શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ? ' આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છૂરી ભોંકતી શેલડીમાં.
" રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
" નહિ તો ના બને આવું," બોલી માતા ફરી રડી.

એવું, યુવાન સુણતાં ચમકી ગયો ને
માતા તણે પગ પડી ઉઠીને કહે છે—
" એ હું જ છું નૃપ, મને કર માફ ! બાઈ!
" એ હું જ છું નૃપ, મને કર માફ ! ઈશ !

" પીતો 'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારે જ ધાર્યું હતું,
" આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે, એવી ધરા છે અહીં,
" છે તો યે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
" શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ !

" રસે હવે દે ભરી પાત્ર બાઇ,
" પ્રભુકૃપાએ નકી એ ભરાશે;
" સુખી રહો બાઈ! સુખી રહો સૌ,
" તમારી તો આશિષ માત્ર માગું ! "

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરી જ કાતરી એક કાપી;
ત્યાં સેર છુટી રસની ભરી પાત્ર દેવા,
ખ્હોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું !

કમલવત ગણીને—બાળકોના ગાલ જાણે કમળ ન હોય તેમ ગણીને સૂર્ય પોતાના કિરણો રૂપી કર તેના ગાલ પર ફેરવે છે. ઉત્તમ કવિઓની કવિતા અસરકારક હોવાથી સહજમાં યાદ રહી જાય છે. તેનો આ દાખલો છે. રાજર્ષિ કલાપીની કૃતિ એક સરખી ગંગાવહનની જેમ વાચકને દરેક વખતે મીઠો અને તાજો રસ આપે છે. વૃદ્ધ માતા અને તાત—સુખી ખેડૂત દંપતીનો કેવો સરસ ચિતાર આપવામાં આવ્યો છે! ધીમે ઉઠી......દેવતા ફેરવે તે—આજે પણ વૃદ્ધ માણસો સૂર્યના તાપમાં આથે નજર ન પહોંચવાથી નેત્ર પર હાથની આડ કરીને જાણે કુદરતી દુરબીનથી ન જોતા હોય તેમ જુએ છે. વૃદ્ધ પતિ તો જાણે આ દૃશ્યથી સાવ અજાણ્યુ અને મસ્ત રહી પ્રભાતિયાં ગાતો સગડી પરનો ઠરી ગયેલો દેવતા ફેરવી અંદરનો ઉનો દેવતા કાઢે છે. ત્યાં તો આવી........'આવો બાપુ' કહી ઉભો—ખેડૂતના હૃદયમાં કેટલું આદરમાન હોય છે તે આ લીટીઓથી સરસ રીતે વ્યક્ત થાય છે. રાજા એ પ્રભુનો અંશ છે એ ભાવના ખેડૂતમાં છે ને તે અહીં દેખાઇ આવે છે. રાજા એ પ્રભુ છે એ માન્યતા આજે પણ છેક ટળી શકી નથી. મીઠો છે........ઉભી શેલડી—આશ્ચર્ય થશે કે આવનાર રાજા જ કેમ? સ્વરાજ્યની લડત જેમ અધિકારીશાહી સામે છે તેમ દેશી રાજ્યની પ્રજાની લડત અધિકારીશાહી સામે જ છે, તે સાથે આ પ્રસંગ પણ વિચારી લો.

જ્યારે બીજીવાર અનેક કાપ મૂકયા છતાં શેરડીમાંથી રસનું એક ટીપું પણ પડતું નથી ત્યારે એ સરળ મનની ડોશી બોલે છે કે,

રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;<br>
નહિ તો ના બને આવું, બોલી માતા ફરી રડી.

એ યુવાન રાજવીના મનોભાવ એ કેટલી સ્હેલાઈથી કળી ગઇ!

राजा कालस्य कारणम् એ અહીં સમજી શકાશે. અહીં રાજા ગુણજ્ઞ હોવાથી મર્મ એકદમ સમજી જાય છે. રાજા અને પ્રજા વચ્ચે એક દિવસ ઘનિષ્ટ સંબંધ હતો એટલું આજના રાજાઓ સમજે તો? રાજાએ વિશ્વાસ આપવાથી અને હૃદયની મલિનતા દૂર કરવાથી જ્યાં શેલડીમાંથી રસ નહોતો ટપકતો ત્યાં પુનરપિ રસનો ઝરો વહેવા લાગ્યો.

## ૧૬. ફૂલ વીણ સખે

ફુલ વીણુ સખે! ફુલ વીણુ સખે!
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે!
અધુના કળિ જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દીસશે!
સુમહોજ્જવલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભઘુમ્મટમાં
ન વિલમ્બ ઘટે;
કંઇ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પણ ગન્ધ પરાગ નહિ મળશે!
ફૂલ વીણુ સખે! ફૂલ વીણુ સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે!
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે!
ભર યૌવન આ રક્ત, સખે!
ગતિ કાલની ચોકકસ ન્હોય, સખે!
ભરતી પછી ઓટ જ હોય, સખે!
ફુલ વીણુ, સખે!
તક જાય, સખે!
ઢળતી થઈ તો ઢળતી જ થશે,
રજની મહીં ચન્દ્ર ઉગે ન ઉગે;
હજુ દિવસ છે;
ફુલડાં લઈ લે;
ફરી લે, રમી લે, હસી લે તું, સખે!

મૃગલાં રમતાં,
તરુઓ લડતાં;
વિહગો ઉડતાં,
કલિએ કલિએ ભ્રમરો ભમતા;
ઝરણું પ્રતિ હર્ષભર્યું કૂદતું;
ઉગતો રવિ જોઇ ન શું હસવું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે ?
ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !

— કલાપી

**શુભ્રોજ્વલ**—ખૂબ શોભાયમાન. નભધુમ્મટમાં–આકાશરૂપી–ધુમ્મટમાં. ધુમ્મટ કોને કહેવાય ? અહીં આકાશને ધુમ્મટ શાથી કહ્યો છે ? આકાશ અને ધુમ્મટનું મળતાપણું સમજાવો. રવિ—સૂરજ. અસ્ત થશે—આથમશે સૂરજના ઊગવા અને આથમવા સાથે ફૂલોનો સંબંધ કઇ કડીથી સૂચવાય છે ? 'ભરતી પછી ઓટ' એ ચઢતી અને પડતીનો ક્રમ બતાવે છે. મનુષ્યજીવનમાં પણ તેવીજ રીતે બાલ, યૌવન અને વૃદ્ધાવસ્થા આવે છે. તેટલા માટે અહીં કવિ આવેલી તકનો સારામાં સારો લાભ લેઇ લેવા દાખલાઓ આપી સમજાવે છે.

## ૧૭. પ્રભુમય જીવન

[ સ્વ. સર રમણભાઈનો જન્મ સને ૧૮૬૮ ને અવસાન ૧૯૨૮. સાહિત્ય–વિવેચન એટલે "કવિતા અને સાહિત્ય," હાસ્ય એટલે 'ભદ્રંભદ્ર' ને 'હાસ્ય મંદિર'. સુધારાના વિચારો વહાવતું નાટક 'રાઈનો પર્વત'–એટલાં જ પુસ્તકો સુપ્રસિદ્ધ છે.]

મુજ જીવન આ પ્રભુ ! તુથી ભરૂં,
બળ દે, અભિલાષ હું એહ પુરૂં.
મુજ દેહ વિષે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિષે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિષે. ૨
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહ્યો મુજ અંતરમાં;
મુજ જીવન કેરું રહસ્ય ઉંડુ,
બન પ્રેરક ચાલક શાસક તું. ૩
ધરીને ઉરમાં રસની પ્રતિમા–
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા–
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ત પછી ચીતરે. ૪
જયમ ચિત્રક એ મન–મૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે. ૫
પ્રભુ! મુદ્રિત અંકિત તું હૃદયમાં,
કૃતિઓ બધી તન્મય હો જગમાં,
મુજ વર્તનથી છબી જે બની રે;
તુજ ઉજ્જવલ રુપની ઝાંખી દિયે. ૬

રક્ત–લોહી. દૃષ્ટિ–નજર. ઉરમાં–હૃદયમાં. પ્રેરક–પ્રેરણા આપનાર, માર્ગદર્શક. શાસક–રાજ્યકર્તા. પ્રતિમા–મૂર્તિ. ઉન્નતિ–ઉદય.

આ કાવ્યને 'પ્રાર્થના' કહેવાય કે 'સ્તુતિ'? તમારો જવાબ આપતાં 'પ્રાર્થના'નો તથા 'સ્તુતિનો અર્થ સમજાવો.

('પ્રાર્થના' એટલે યાચના, માગણી કરવી તે અને 'સ્તુતિ' એટલે વખાણ કરવાં તે, પ્રશંસા.)

## ૧૮. સુભાષિત

ઉંડો કુવો ને ફાટી બોખ,
શિખવ્યું સાંભળ્યું સઘળું ફોક.
ઓછું પાત્ર ને અદકું ભણ્યો,
વઢકણી વહુએ દીકરો જણ્યો.
મારકણો સાંઢ ને ચોમાસું મહાલ્યો,
કરડકણા કુતરાને હડકવા હાલ્યો.
મરકટ ને વળી મદિરા પીએ,
અખા એથી સૌ કોઈ બીએ.
કથા સાંભળીને ફૂટયા કાન,
તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
પત્થર એટલા પૂજે દેવ.

વા ફરે, વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
પણ શૂરા બોલ્યા ના ફરે, ભલે પશ્ચિમ ઉગે સૂર.

\+ + +

નહીં વળાવો વાઘને, શૂરાને નહિ સાથ;
કંથડો ચાલે એકલો જેને હૈયું કટારી હાથ.
જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણુંય;
એ ખડ ઉભાં સૂકશે, નહિ ચાખે હરણુંય;
ગઇ સંપત્તિ ફરી સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગઈ કીર્તિ આવે નહીં, ગયા ન આવે પ્રાણ.
પીંપળ પાન ખરંતાં, હસતી કુંપળીયાં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં.
કૂવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

ઘેલી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુગારી ગાંઠે ગર્થ તે, ટકે કેટલી વાર?
બહેરા આગળ ગાવણું, મુંગા આગળ ઘાલ,
અંધા આગળ નાચવું, એ ત્રણ હાલ હવાલ,
ગાજ્યા મેહ વરસે નહિ, ભસ્યા શ્વાન નવ ખાય;
બહુ બોલ્યા રણ નવ ચડે, થોડા બોલ્યા ન ઘર જાય.
ગુણની ઉપર ગુણ કરે, એતો વે'વારાં વટ્ટ;
અવગુણ ઉપર ગુણ કરે, ખરી ખત્રિયાં વટ્ટ.
દળ ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
શૂરા બોલ્યા ના ફરે; પશ્ચિમ ઉગે સૂર.
ચીલે ચીલે ગાડી ચલે, ચીલે ચીલે કપૂત.
પણ એ ચીલે નવ ચલે, ઘોડા સિંહ સપૂત.
સિંહમૂછ ભોરંગમણિ, કરપિ ધન સતી નાર;
તે જીવતાં પર કર ન ચડે, ત્યમ ક્ષત્રી તલવાર.
કંથા રણમાં પેઠકે કોની જુવે વાટ;
સાથી તારાં ત્રણ છે, હૈયું, કટારી, હાથ,
દુઃખિયો દુઃખડાં સાંભળી, અરધ દુઃખ લઇ લે;
પણ સુખિયાને દુઃખ કહે, હસી હસી તાળી દે.

ભોરંગ-ભોરિંગ; મોટો નાગ.

## ૧૯. ગરવાં ગામડિયાં

[ કવિ 'લલિતનું' સાહિત્યનામ એટલું પ્રસિદ્ધ છે કે એમના અંગત સ્નેહીઓ સિવાય બીજાને તેમનું મૂળ નામ જન્મશંકર મહાશંકર બુચ (જન્મ સન ૧૮૭૭) બહુજ ઓછાને ખબર હશે. મુંબઈની રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં એઓ ગૂજરાતીના અધ્યાપક હતા. તેઓ ખાસ કરીને તેમના મધુર અને સંગીતમય કાવ્યોને માટે પ્રખ્યાત છે. તેમના નૈસર્ગિક કંઠ તથા મંજીરા સાથે ગાવાની

સ્વાભાવિકતાના એક રસમાં સાંભળનાર ડૂબી જાય છે, એવી સિદ્ધહસ્ત કળા બીજા કવિઓએ ઓછી અપનાવી છે. શ્રી ઝવેરચંદ મેઘાણીને આ પ્રસંગે તેમના પહાડી કંઠને માટે યાદ રાખવા જોઇએ. શ્રી૦ લલિતનાં કાવ્યો ગેયતાને લીધે મનોહર બની શક્યાં છે. પોતાના મધુર કંઠ અને મંજીરાની મદદથી પોતાનાં જ કાવ્યો લોકપ્રિય બનાવવાનો વિરલ પ્રયાસ શ્રી૦ લલિતે સફળતાથી કર્યો છે. એમના કાવ્યોમાં વિચારોની ગહનતા ભલે ન હોય છતાં શબ્દલાલિત્ય અને કુળા ભાવો તો છે જ. ]

ન્હાનાં ન્હાનાં ગામડાંનાં—મ્હોટાં મનનાં લોક !
ગરીબ ગરવાં ગામડિયાંનાં—દિલનાં દાન અથોક !
ગુણ ગોરડિયાં ગામડાંનાં—ઘર ચન્દનિયા ચોક !
ઉર ઉજમાળા ગામડિયાં ત્યાં—પૂજે પ્રાણ છચોક !
લીલાં છમ્મક ગામડાંમાં—આંબા કુંજ અશોક !
ધાવણ ધીંગાં ગામડિયાંનાં—અમીભર્યાં આરોગ્ય !
લ્હેર ઝુલતાં ગામડાંમાં—બુદ્ધિભાવ સંજોગ !
હૈયે હિંચકે ગામડિયાં ત્યાં, જૂદા જીવન ઝોક !
પતિત પાવન ગામડાંમાં, જળ નિર્મળ રસભોગ !
અધમોદ્ધારણ ગામડિયાંને લાડ, લલિત પ્રભુયોગ !

## ૨૦. વસમી વિદાય

[ ધનાશ્રી ]

વસમી એક વિદાય,
વહાલાંની વસમી એક વિદાય.
પ્રેમ અને પરિચય વધતાં તો
        વિરહ સહી ન શકાય; વહાલાંની૦
ઉભરાતાં ઉપકારો ઉછળે
        ભીનાં હૈયાં ભરાય,—વહાલાંની૦

મનમાન્યાં વ્હાલાંની વ્હાલપ,
પળ પણ નવ વિસરાય; વહાલાંની૦
ઓછા ને અધૂરા કંઈ ભાવે,
સ્વજન કર્યાં શું થાય ! વહાલાંની૦
દિલનાં દેવ સમાં વ્હાલાંને,
આંસુ અર્પી રહેવાય ! વહાલાંની.

'આવ્યું ખમાય, પણ ગયું ન ખમાય'—એ લોકોક્તિ સાદે આ કાવ્ય સરખાવો.

## ૨૧. એક તું અંતર્યામી

એક તું અંતર્યામીઃ નિરંતર—એક તું અંતર્યામી !
ગુંજે હૃદય–નિકુંજ, નિરંતર—એક તું અંતર્યામી !
ભવ ભવ અનુભવ–પુંજ, નિરંતર—એક તું અંતર્યામી !
ભક્તોનો વિશ્વાસ નિરંતર—એક તું અંતર્યામી !
ઉપવાસે મુખવાસ નિરંતર—એક તું અંતર્યામી !
દીનાધીન પુણ્યાશ, નિરંતર—એક તું અંતર્યામી !
સંગીતને તું સુવાસ, નિરંતર—એક તું અતર્યામી !

## ૨૨. ભારતનો ઝંડો

(દિવ્ય છંદ)

[પારસી હોવા છતાં શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર [જન્મ સન ૧૮૮૧·] જન્મે તથા સંસ્કારોમાં સાચા ગુજરાતી છે. મદ્રાસ ધંધા અર્થે રહ્યાં રહ્યાં લખેલાં 'શૂરા બાવીસ હજાર' 'ગુણવંતી ગુજરાત' તથા 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' જેવાં અમ્મર કાવ્યોથી ગૂજરાત તેમની ખૂબ ઋણી રહેશે. હવે તો તેઓ મુંબઇ આવીને રહેલા છે.

'પ્રકાશિકા' 'વિલાસિકા' 'સંદેશિકા' 'કલિકા' 'ભજનિકા,' 'દર્શનિકા'—દરેક ઇકકા વાળા નારી જાતિના એમના કાવ્યગ્રંથો છે. ]

૧

અહીં કોણ ડરાવે આજે? અમે છઇએ ભારતવીર;
છો ગગનધડાકે ગાજે, કે આભ પડે અમ શીર!
નવ હઠિયે કદિ કો કાજે, છો વરસે બંદુક તીરઃ
જય કરશું એક અવાજે, અમ ભારતધ્વજની ધીર

૨

જઈને શોધો નવખંડો, સૌ દેશ તણા દરબાર;
જ્યાં ત્યાં હલ્લા ને બંડો, દે યુદ્ધ તણા ભણકાર;
પણ એ હિંસાના દંડો, નથી અમ ભારતને બારઃ
અમ ભારત કેરો ઝંડો, છે શાંતિ તણો અવતાર!

૩

નથી રે કો'ના જીવ લેવા, નથી રે કરવા કો ખૂન;
નથી દંડ અવરને દેવા, નથી ભરવું ધર્મઝનૂન;
નવ ડરિયે દુઃખ ઘા સ્હેવા, નવ રહિયે સત્યે ન્યૂન;
ઉર ટેક, અહિંસા સેવા, છે ભારતધ્વજની ધુન!

૪

અમ ઉરના તારે તારે, ગૂંથી એ ઝંડાની કાય;
અમ શ્વાસ તણા ફૂંકારે, એ ફરફર ઉડતો જાય;
અમ સ્વપ્ન ત્રિરંગ ઝગારે, સૌ ભેદ ભુંસી એ માંહ્ય;
યુગ યુગ અમ પ્રાણ મિનારે, ભારત ઝંડો લ્હેરાય!

૫

નથી હિન્દુ મુસ્લીમ હ્યાં કો, નથી આમ અને નથી ખાસ;
નથી નરનારીનો આંકો, નથી રંક ધનીનો ભાસ;
છે એકજ હિન્દી પાકો, છે એક જ અંતર શ્વાસ,
જ્યાં ફરફરી રહે એ બાંકો, ભારતઝંડો આકાશ!

૬

ઝંડા ! નિત ઉડતો રહેજે ! જગ શાંતિ તણો સંકેતઃ
દિશ દિશ દુનિયાને દેજે, ભારત સંયમનો ભેત !
પ્રભુ સત્ય થકી બધું સ્હેજે; તુજ સ્પર્શે ઉઠયાં અમ પ્રેત !
જગમાં ભારતની જે જે, તું કર ચિરકાલ સચેત !

આંકઃ—ભેદ, રંક...ખાસો—પૈસાદાર કે ગરીબના અહીં ભેદ નથી. તો શું સામ્યવાદ છે ? સંકેત—નિશાની. પ્રેમ—મડદાંઃ-આ કાવ્યમાં કયો ભાવ તરવરે છે ? હિન્દુ એટલે શું ? હિન્દી એટલે શું ? ભારતનો ઝંડો કયો અર્થ સૂચવે છે ? ઝંડાના! ત્રિરંગ એટલે ? નવખંડ કયા ? બીજા દેશોમાં શું છે અને ભારતમાં શું નથી ? ભારતમાં શું છે, જે બીજા દેશોમાં નથી ? કવિ કયા ભેદ ભૂસવાનું કહે છે ? 'નથી આમ અને નથી ખાસ'–સાચી વાત છે ?

## ૨૩. વંટોળિયો ને વેરાગણ

(રાગ માઢ)

ફૂં ફૂં વાતા વાયરા ને આભે ઉડતી ધૂળઃ
આવ રે મારા વંટોળિયા ! તારે પગલે પગલે શૂળ !
ફૂં ફૂં વાતા વાયરા—(ધ્રુવ)

એવડી તે ધૂળ કયાં ફૂંકશો ? મારી મોટી દેશળ ભોમ
વાહ રે વેરાગણ વ્હાલુડી ! તારૂં ભરી દઉં આખું વ્યોમ !
ફૂં ફૂં વાતા વાયરા—૧

ગાજરવરણી રાતુડી આંખે છુપલાં વરસે ઝેર;
જ્વાલા ફૂંકી વરસાવજો ભલે ચોગમ કાળો કહેર !
ફૂં ફૂં વાતા વાયરા—૨

આજ સમયની વાતડી, મારે છુંદવા લાખો શીરઃ
કાળા વેરાનમાં રાજ પછી શું કરશે ધૂળિયા ફકીર ?
ફૂં ફૂં વાતા વાયરા—૩

ધુમ ધુમ કરતાં ઘેલડાં ને અંતર બળતી આગઃ
વાજો વંટોળિયા ! મન ગમ્યું, બની કાળ છંછેડયા નાગ !
ફૂં ફૂં વાતા વાયરા—૪
એક તો કરણીનાં કૂટણું ને બીજાં ઠગારા રણતૂર;
ત્રીજાં ત્રિખંડે મચાવવા મારા કર્મ અક્ષત્રી ક્રૂર !
ફૂં - ફૂં વાતા વાયરા—૫
શૂરા જગાડિયા જોધવા, ને પૂરા જગાડિયા લોક;
ઘૂમી ઘૂમીને વંટોળિયા ! તું તો આખર બનશે ફોક !
ફૂં ફૂં વાતા વાયરા—૬
આભે ઉડતી ધૂળ આ તારી, તો સ્નેહ સમા મુજ છેહ;
ગર્વ નભે નહીં આટલોઃ હવે ભૂલી જજે તુજ મોહ !
ફૂં ફૂં વાતા વાયરા !—૭

## ૨૪.........?

## કલિકા—૧૧૭ મી પાંદડી

### મુક્તધારા છંદ

ઝાકળથી ઝુમી રહ્યાં ઝાડો અને ખેતરોને
માથે ઝુકી શુક્ર તાર દે નવી વધાઇ;
તિમિરની પૂંઠે દોડી કંઇ કંઈ રંગો કરી
પગલીઓ પાડતી ત્યાં ઉષા કહે દેખાઇ;
વાદળીઓ ટોળે મળી રંગ એના ઝીલે ઘડી;—
કોણ એની રમતોનાં કળી શકે ગુહ્ય ?
કુમારી છે ઉષા હજી : કોતુક અકળ એની,
એવો ગુહ્ય કળતાં તો હારી ગયો હુંય ?

અરદેશર ફ્રામજી ખબરદાર

૧ શું મથાળું આપશો ? (ઉષા). ૨ વનસ્પતિ ઝાકળથી શું કામ ઝૂમે ? ૩ પ્રભાતના શુક્રને શું કહે છે ? ( તારોડિયો. ) એ શી વધાઈ દે છે ? (ઉષા આવે છે). ૪ ઉષાદેવી પગલીઓ પાડતી હશે ? ૫ કેવી રમતોના ગુલ કળવાં છે ? ( વાદળીઓની ) કઇ રમતો ? ૬ ઉષાને કુમારી શાથી કહી ?

## ૨૫. વિદ્ધ મૃગ

[ સ્વ. દામોદર ખુશાલદાસ બોટાદકર સને ૧૮૭૦ માં જન્મી ૧૯૨૪ માં અવસાન પામ્યા છે. અંગ્રેજી કેળવણીના વાતાવરણમાં હોવા છતાં તેઓ સૌરાષ્ટ્રના એક નાના ગામડામાં રહ્યાં રહ્યાં શિક્ષકનું સાદુ જીવન પૂરું કરી 'કલ્લોલિની', 'સ્રોતસ્વિની', 'નિર્ઝરિણી', 'રાસતરંગિણી' અને 'શૈવલિની' નામે પાંચ કાવ્યસંગ્રહોની સુંદર ભેટ ગૂજરાતી આલમને આપતા ગયા છે. ]

( રાગ હરિગીત )

સંગીત, લુબ્ધક ! સુખદ તારું આમ ના અટકાવ તું,
રસમાં મને મરવા દઇ રસિકત્વ પૂર્ણ બતાવ, તું;
આ મોક્ષથી મોઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણનાં સંપાતથી પંચત્વ આ સમયે મળ્યું,
શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે!
રશની ધુની હૃદયે વહે રસમાં અધિક છું મગ્ન હું,
રસરૂપ જગ્ત જણાય આ રસને વળી વરસાવ તું.
આને ભલે મૃત્યુ ગણી આણે દયા દિલ માનવી,
પણ વૃષ્ટિ પ્રેમામૃત તણી મારે હૃદયથી માનવી,
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન, અવલોકતાં આજે કૃતારથ હું થયો.
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડ્યો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો.

મારી વ્યથા અવલોકીને નવ દિલ દયા લાવીશ તું,
અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું.
મુજ માંસને માટે અધીરો એક પળ પણ ન બનીશ તું,
સારંગી રંગ ભરી ઘડી કરથી ન દૂર કરીશ તું,
દઈ તાલ સાયકપાતથી કરગાન એ પણ ઈષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણું મિષ્ટ છે.

લુબ્ધક-શિકારી. પંચત્વ-મૃત્યુ (શરીરનાં પાંચ મહાભૂત-આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી છૂટાં થઈ જવાં તે). પ્રેમાબ્ધિ-પ્રેમરૂપી સમુદ્ર. વસુધા-પૃથ્વી. અવસાન-મૃત્યુ. પ્રેમપારાવાર-પ્રેમરૂપી સમુદ્ર.

વીંધાતું હરિણ શિકારી પાસે શાની યાચના કરે છે? તેને શું પ્રિય છે?

## ૨૬. દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં

[ એક વખત 'કેળવણી' માસિકના તંત્રી તરીકે રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ સુવિખ્યાત હતા. તેમણે લખેલા 'ખલકખેલ બાવની'માંથી ૧૮ મો છંદ નીચે ઉતાર્યો છે. ]

(મનહર છંદ)

વ્રજગોપ રાણી લેઈ દૂધ તણી દો'ણી, ચાલી
વેચવાને જાણી ઊણી પાણી પૂર્યું શાણીએ,
દામ કરી ખોટે ઠાઠે, આવી જમુનાની વાટે,
પેઠી ન્હાવા માટે, મૂકી ઘાટે દામ દો'ણી યે;
વાંદરે મટુકી ભાળી, ખાવા જાણી ઉંધી વાળી,
પડ્યા પૈસા મૂઠી વાળી, જોયું ત્યાં સુજાણીએ.
'હાં!' કહી હાંકન્તાં, નાખી નાઠો કપિ કરી ન્યાય;
"દૂધના દૂધમાં જાય: પાણી તણા પાણીએ."

—છોટાલાલ નરભેરામ ભટ્ટ

કયા દાખલાથી કથનભાવ સ્પષ્ટ કર્યો છે તે જણાવો.

## ૨૭. મૃત્યુને પ્રાર્થના

[ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા (જન્મ સન ૧૮૫૯–૧૯૩૭) એ કવિ-વિવેચક તરીકે 'કુસુમવીણા', 'હૃદયવીણા' અને 'નૂપુર ઝંકાર', ઉપરાંત તેમના પુત્રના મૃત્યુ બાદ 'સ્મરણ સંહિતા' નામક સુંદર, હૃદયદ્રાવક, કરૂણ–પ્રશસ્તિયુક્ત કાવ્યો લખી ગૂજરાતી આલમને મગરૂર બનાવી છે. આ નીચેના કાવ્યમાં અનંત આશાભર્યો માનવી, પુણ્યકાર્ય કેલ્યે જાય છે અને એકાએક મૃત્યુ તો તેની નજર સામે આવી ઉભું રહે છે ત્યારે તેને મનની મનમાં રહી ગયેલી ઈચ્છાઓ પૂરી થતાં લગી થોભી જવા તેને યાચના કરે છે ]

[ તોટક)

પળવાર જ મૉત! તું થોભ્ય ભલા!
મરવું મુજને હજી ના ગમતું!
ખીલતી બધી આશ હજી ન લણી;
નિરખું તુજ ચક્ર શિરે ભમતું.
સુખકોશ હજી ભરિયા ન પૂરા,
હજી ગાન બધાં મુજ છે અધુરાં;
મુજ અશ્રુ હજી સઘળાં ન ઢળ્યાં,
પળવાર જ થોભ્ય તું મૉત ભલા!

—નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ

સુખકોશ–આનંદનો ભંડાર.

મૃત્યુ આપણી ઇચ્છા મુજબ થોભી શકે ખરૂં? મૃત્યુ મરી શકે ખરૂં? મૃત્યુનું મૃત્યુ કેવી રીતે થાય તે સમજાવો.

## ૨૮. હાંરે અમે કાળાં

[ શ્રીયુત જુગતરામ દવે, કાળી પ્રજાની મધ્યમાં રહી 'કાળી'—એટલે 'કાળી પરજ'–એટલે ગૂજરાતની મૂળ પ્રજાને ઉદ્દેશીને આ કાવ્યથી 'કાળા' નો મહિમા ગાય છે. તેમજ ગોરા રંગથી મ્હોનારને બગલાનો રંગ શ્વેત હોય છે, છતાં હ્રદય શ્વેત હોતું નથી; તેમ શરીરનો રંગ કાળો માટે હ્રદય કાળું હોય છે એમ નહિ સમજવા વિનતિ કરે છે. ]

હાં રે અમે કાળાં !
હાં રે અમે કાળાં ને વ્હાલમને વ્હાલાં !
હાં રે અમે કાળાં
હાં રે એક કાળી કપિલા ગાવડીઃ !
હાં રે કાળી તોય દૂધ ગોરાં દે માવડી !
હાં રે અમે કાળાં !
હાં રે એક કાળા શ્રીનંદજીના લાલ !
હાં રે કાળે કીધાં ગીતાનાં અજવાળાં !
હાં રે અમે કાળાં !
હાં રે એક કાળા શ્રી રામ રઘુનાથજી !
હાં રે એનું નામ હજી જીવનો સંગાથજી
હાં રે અમે કાળાં !

—જુગતરામ દવે

તમારી ભાષામાં, કાળાં શરીરનો મહિમા કવિ કહે છે તે રીતે વર્ણવો. બગલાનો રંગ શ્વેત હોવા છતાં હૃદયમાં તેના રંગથી ઉલટી કંઈ ભાવના હોય છે ? બગલાની રીતે કાળા રંગના માણસો હૃદયમાં શ્વેત એટલે નીતિમય હોય, એવો નિયમ રાખી શકાય ખરો ? તમારો જવાબ કારણો સહિત જણાવો. ધોળી ટોપી એ શાની નિશાની છે ? ખાદીની કે પવિત્રતાની ? કે બન્નેની ?

## ૨૯. પતિતપાવન

[ કવિ-સમ્રાટ નાનાલાલ કવિ, સ્વ. બોટાદકર અને શ્રી ખબરદારની જેમ રાસ-લેખક તરીકે ખ્યાતિ પામેલા શ્રી. કેશવલાલ હ. શેઠ ( જન્મ સન ૧૮૮૯ ) 'સ્વદેશ ગીતાવલિ', 'રાસ', 'અંજલિ', 'રાસમંજરી', 'રણના રાસ' તથા 'વીરપસલી'થી ગૂજરાતણુને ઝીલવાં ગમે એવાં ગીતોના રચયિતા તરીકે સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ]

રાગ-લાવણી

દલિત કોણ, ને દેવ કોણ, જ્યાં પ્રેમળ જ્યોત પ્રકાશી!
દિલાવરીનાં ચક્ષ્માં ફોડી, ફોગટ શી નાલાસી?
ભાંડુ સૌ સરખાં ભારતવાસીઃ
"હું મોટો, ને તું છોટો," એ હુંપદભર મમતા શી?
એક જનેતા-જન્મભોમ, ત્યાં જુદાઈ ક્યાંથી ભાસી?
ભાંડું સૌ સરખાં ભારતવાસીઃ
ધર્મકર્મને નામે નગુણી, આ તે શર્મકથા શી?
ઘટઘટ કોની જ્યોત ઝગે? જો મનવા! મર્મ તપાસીઃ
ભાંડુ સૌ સરખાં ભારતવાસી
વ્યોમઅટારી સળગી સુરજ વેરે તેજલરાશિઃ
તારો, મારો ને તેનો શું છે ન્યારો અવિનાશી?
ભાંડુ સૌ સરખાં ભારતવાસીઃ
એક પ્રકાશે પોષાયાં, ત્યાં વર્ણો શી ચોરાસી?
ઉછેર એક જ માટીનો ભાઈ! ભેદતણી ભ્રમણા શી?
ભાંડુ સૌ સરખાં ભારતવાસીઃ
સૌ સન્તાનો રાષ્ટ્રદેવનાં, સ્વતંત્રતાના પ્યાસી,
હિન્દ વસ્યું જો હૈયે, તો હો હિન્દી-સહવિલાસીઃ
ભાંડુ સૌ સરખાં ભારતવાસીઃ
પડકારે છે જતી જોગી ને સન્ત સાધુ સંન્યાસીઃ—
"અપનાવી લ્યો ભાંડુ આપણાં, ફેડી ફન્દ ઉદાસીઃ"
ભાંડુ સરખાં ભારતવાસીઃ
જે તપસીએ તુરંગને પણ કીધું તીરથ કાશી;
જગનો એ જોગન્દર ઝંખે ખુલ્લી આત્મઅગાસીઃ
ભાંડુ હો ભેળાં ભારતવાસી

'વીર પસલી'માંથી —કેશવ હ. શેઠ

## ૩૦. મારી જન્મભૂમિ

મને તેં જન્મ દીધો મા, તને હું ના ભૂલી શકતો;
અને છાતી પરે રાખી શીખાવ્યો મંત્ર ઝળહળતો !
હૃદય ધબકે, જીવન ધબકે પરાયાં ચૂસતાં લોહી–
નિહાળી આંખ ફાટે મા ! ખૂંચે જીવન રહ્યાં મોહી !
પ્રિય મમ દેશની વાડી મધુરી ને હરિયાળી;
કહો ક્યાં પ્રીત અદ્ભુત આ મળે આનંદ હુંફાળી ?
રૂડી ધરતી બની છાતી શીખવતી રાષ્ટ્રની ભાષા;
સપૂતનો ધર્મ એકજ કે ન ચૂકે માતની આશા !
ગુલામી જીંદગી કારી તૂટે જંઝિર હૈયેથી;
શૂરા ને સત્ય માયાળુ ભૂલે શું રાષ્ટ્રને દિલથી ?
સ્વદેશી ભાવનાશાળી પરાધીન હિંદ છોડવશે;
અવર દેશે છતાં નિજ ભોમનું સન્માન સાચવશે !
મમત્વ દેશનું રાખી ભલે પરભોમ આથડશે;
પરંતુ મા તણી હાકલ સુણીને દોડશે દેશે ।

'પ્રતાપ'માંથી

## ૩૧. જનની જન્મભૂમિ

જનની જન્મભૂમિ ટેક, ભક્તિભાવ માગું;
દિવ્ય દેશ–પ્રાન્ત એક; દિવ્યતાથી જાગું.—જનની.
દિવ્ય જ્યાં વ્યાપાર–નેત્ર,
ને સરસ્વતીનું ક્ષેત્ર,
અમાપ જળનિધિ અનેક, ચિત્ર જોઈ નાચું.—જનની.
ઉપનિષદ્ ગીતા ગવાય,
ધર્મ–બોધ જ્યાં ભણાય,
કૃષ્ણનો જે જન્મદેશ, હૃદય–નૃત્ય થાતું.—જનની.

કલા લલિત દિવ્ય સ્થાન,
સુન્દરીનાં રાસ – ગાન,
જોઈ સૃષ્ટિમાં એ એક, ને અમોઘ યાચું.—જનની.
અખૂટ ને અમોલ વિત્ત,
મસ્ત સૌ પરમ હિત,
પરોપકારની એ રીત, ચિત્ત ધ્યેય ગાતું.—જનની.
સુન્દરીના સ્નેહધામ,
વિશ્વમાં અજોડ નામ,
ધૂળમાંથી રત્ન થાય, ગુર્જરી એ યાચું.—જનની.
આત્મભોગ પ્રાણત્યાગ,
જ્યાં સ્વદેશ – મુક્તિયાગ,
માર્ગ મુકિતનો પ્રયાગ, ધન્ય દિલ થાતું.—જનની.
સ્નેહના જ્યાં છે પ્રતાપ,
ગુણના જપાય જાપ,
મરી જીવ્યાનો મંત્ર-પ્યાર, ભકિત એહું યાચું.—જનની

'પદ્મિની 'માંથી

પ્રિયમ

## ૩૨. હૈયું મારૂં હેલે ચડયું

[ ઢાળ "સ્નેહધામ સૂનાં સૂનાં રે !" ]

ફૂલે ભરી ફૂલ–છાબડી
ને પ્રિયપૂજન ઉલ્લાસ રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
રૂડી પ્રકાશભર દીવડી
ને ભાવે ભરી રળિયાત રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!

આશા ભરેલી હું ઉપડી
ને પહોંચી જ્યાં ઉજળી વાટ રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
સરવર – કાંઠડે નાવડી
ને પ્રીતમ વસમી વાટ રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
આશાને માર્ગે આથડી
ને શરદ પૂનમની રાત રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
રૂપેરી રજની રાજતી
તે પીયૂષ–વર્ષાસ્નાન રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
ઉંચી નીચી થતી થાકતી
ને ઝંખે ઉર પ્રીત–ઘાટ રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!
ઉષા અનન્તની ઉગતી
ને હિલ્લોળતા પોકાર રે!
હૈયું મારૂં હેલે ચઢયું રે!

[ 'પ્રતાપ'માંથી ] અંબાલાલ શાહ

## ૩૩. મીઠલડો મુજ મોર

દીઠો કંઈ મીઠલડો મુજ મોર ?
કહો કયાં છૂપાયો ચિત્ત ચોર ?
નવલ નયન ને કેકા મીઠી–મયૂર એ શારમાળ !
અતિ વિચિત્ર પાંખ મનોહર, લોચન બહુ રઢીઆળ !

મને કહો ક્યાં છે ચિત્ત ચકોર ?
દીઠો કંઈ મીઠલડો મુજ મોર ?
ગાજવીજથી ચમકે શ્યામલ વ્યોમ ઘણું ઘનઘોર !
શ્યામ શ્યામ ઘનશ્યામ ઘટામાં સંતાયો કઇ કોર ?
નાચતો જાણે નંદકિશોર;
દીઠો કંઇ મીઠલડો મુજ મોર ?
ઉરસરવરિયા–પંખિડાની પ્રતિ પળ નિરખું રાહ;
આકુળવ્યાકુળ ચિત્ત ચકડોળે, વધુ વધુ વધતો ચાહ.
શોધું કહો કયાં મુજ કાળજ–કોર ?
દીઠો કંઈ મીઠલડો મુજ મોર ?
ક્રૂર જીવ ત્યાં વસતાં અઢળક ઉર દયા ન લગીરઃ
લક્ષ ચૂકે ના સોંસરવું જ્યાં તાકયું ચોંટે તીરઃ
કકળશે રંક હ્રદય મોરાર ?
દીઠો કંઇ મીઠલડો મુજ મોર ?

'બુદ્ધિપ્રકાશ'માંથી — અંબાલાલ નૃ. શાહ

કાળજ–કોર–કાળજાની કોર.

## ૩૪. તારાને

[ શ્રી. જીણાભાઇ રતનજી દેસાઈ, (જન્મ સન ૧૯૦૨) 'સ્નેહરશ્મિ' તખલ્લુસથી ઘણો વખત થયાં લખ્યા કરે છે. તેમનાં છૂટક કાવ્યોનો સંગ્રહ ટૂંક સમયમાં બહાર પડનાર છે. તથા વાર્તાઓના સંગ્રહ બહાર પડેલા છે. 'ગાતા આસોપાલવ' વગેરે તેઓ ચીખલી (જી. સુરત)ના વતની છે અને ગૂજરાત વિદ્યાપીઠના 'સમાજવિદ્યા વિશારદ'ની ડીગ્રી સાથે સ્નાતક થયેલા છે. તેમના કાવ્યો નૈસર્ગિક ભાવ અને રાગની સુંદર પસંદગીને લઈ લોકપ્રિય થવા લાગ્યા છે. આજે તેઓ 'ચિ. ન. વિદ્યાવિહાર' અમદાવાદના આચાર્ય છે. તેમને શિક્ષક તરીકેનો લાંબો અનુભવ છે.]

ઝગમગતા ઓ તારા ! વરસાવી અમૃતધારા,
અમને ગીતો સુણાવી છાના જાવને !
પાંપણુ ઝીણી ખોલી, દેવોની વાણી બોલી,
અમને દૈવી સંદેશો આપી જાવને !
સ્હાંજે કાં તમે ઊગતા ? દિવસે ક્યાં નિત જાવ ?
અમથી છાના એકલા, ખેલો શા શા દાવ ?
ઓ તેજભર્યાં નામ મોતી, દે કોણ તમોને જ્યોતિ ?
અમને છૂપા એ ભેદો છાના કે'વને !
અમને ઓ નભ-તારલા ! લઈ જઈ ઊંચે વ્યોમ,
હોંસે તમ સરખા કરી દેખાડો તમ ભોમ !
આકાશી ઓ ગાયો ! ગોવાળ ક્યાં સંતાયો ?
જરા થોભી કંઈ વાતો તેની કે'વને !
કોણ તમોને દોરે ? ક્યાં ક્યાં તમને તે રોકે ?
અમને તેની મઢુલીએ લઈ જાવને !

—સ્નેહરશ્મિ

કવિ તારાઓને કયા કયા નામોથી સંબોધે છે ? કયા કયા પ્રશ્નો પૂછે છે ? આખરે તેમને શી વિનતિ કરે છે ?

## ૩૫. ભંગડી

[ ભરૂચ જીલ્લાના આમોદ તાલુકાના વતનની શ્રી. ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (જન્મ સન ૧૯૦૮) ઉપનામ 'સુન્દરમ્'થી ઓળખાય છે. ગૂજરાત વિદ્યાપીઠના તેઓ ભાષાવિશારદ છે અને 'સાબરમતી'ના ૧૯૨૮માં તંત્રીપદે હતા. 'કોયા ભગતની કહાણી' અને 'કાવ્યમંગલા' એ બે એમના કાવ્યગ્રન્થો છે. લોકહૃદયનો તેમને ઠીક પરિચય છે અને ગામડાની પ્રવૃત્તિઓમાં ભાગ પણ લીધો છે. ] પરવાનગીથી

બામણા ગામની ભંગડી રે,
એક ભંગડી રે, એની આંખમાં આંજેલ મેશ,
લીલા કાચની બંગડી રે,
ચાર બંગડી રે, એનો ચુંદડીયાળો વેશ.
ઘમ્મર ઘેરો ઘાઘરો રે,
એક ઘાઘરો રે, એના પગમાં કાંબી ઠેશ,
ડોકમાં રૂપા હાંસડી રે,
એક હાંસડી રે, એના તાણી ગૂંથેલ કેશ.

નાકમાં પીતળ નથણી રે,
એક નથણી રે, એનાં કાનમાં લોળીયાં લ્હેર,
મુખમાં ચુંગી શોભતી રે,
એક શોભતી રે, એના ધૂમની ચાલે શેર.

બેમલો એનો દીકરો રે,
એક દીકરો રે, એની ઉઘલાવી છે જાન,
ભંગડી પહેરે ઝૂમણાં રે,
સો ઝૂમણાં રે, આજ હરખે ભૂલે ભાન,
આઠ દહાડા પર ગામમાં રે,
આ ગામમાં રે, એક નીકળી બીજી જાન,
ગામનું આખું માનવી રે,
સૌ માનવી રે, જૈ ભેગું થયું સ્મશાન.

ગામના શેઠની સુન્દરી રે,
રૂપ સુન્દરી રે, ત્યાં પોઢી અગન સાથ,
હીરની નવરંગ ચુંદડી રે,
રંગ ચુંદડી રે, ત્યાં ભંગીને આવી હાથ.

શેઠાણી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે એના પ્રાણ.
ભંગડી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે છૈયાની જાન.

સુન્દરમ્

## ૩૬. પોપટજી

[ બાળકોના પ્રિય કવિ તરીકે 'નવાં ગીતો'ના પ્રકાશન પછી શ્રી. ત્રિભુવનદાસ ગૌરીશંકર વ્યાસ (જન્મ સને ૧૮૮૮) ખૂબ વિખ્યાત થયા છે. બાલમાનસનો એમનો અભ્યાસ એમના કાવ્યોમાં દેખા દે છે. એટલા જ તેઓ કુદરતનાં દિવ્ય શબ્દચિત્રો આલેખવામાં કુશળ છે. ]

વનવાસી પોપટજી તુજને પિંજરે કેમ ગમે ?
આકાશે ઉડનારો ભાઈ બંધન કેમ ખમે ? ધ્રુવ૦
વનવન ચારો ચૂગતાં જોને પંખેરૂં સૌ ભમે,
તાજા મેવા તજી અરે તું વાશી ફલફૂલ જમે ?—વનવાસી૦
આપ્યું ખાવું આપ્યું પીવું હવા પૂરી ના મળે,
સહેલ ગગનની નથી અરે પણ ! પાંખે કયાં સળવળે ?—વનવાસી૦
કિલકિલ કિલકિલ ગાય મધુરૂં પંખીડાં જો પણે,
તું તો તારી ભાષા ભૂલ્યો પરની ભાષા જાણે—વનવાસી૦
તોડી આ સળિયાને ચાંચે છોડી પિંજરને,
જાને દોડી તારા વનમાં મોજ મજા કરને !—વનવાસી૦

સ્વતંત્ર માણુસ અને પરતંત્ર માણસની સરખામણી કરો. જેવી રીતે વનના વિલાસ માણતા પંખીઓ સોનેરી અને વૈભવપૂર્ણ પાંજરામાં પૂરાઈ રહેવાનું પસંદ કરતા નથી તેવી રીતે મનુષ્યોને પણ પોતાનું પારતંત્ર્ય ડંખવું જોઇએ.

## ૩૭. સંધ્યા

ઈશ્વરનો ઝળહળતો દીવો.
અખૂટ તેજ ફુવારા જેવો,
તપી તપીને નમતો નમતો–
પશ્ચિમમાં આથમતો સૂરજ–
ડૂબ્યો સાગરનાં જળ ઝીલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
અંગ સજી સાડી નવરંગી–
વાદળીઓ હસતી ને મળતી,
સિંદુર સરખી સુંદર તેની
લાલ કિનારી શી ઝળહળતી !
એ તો રમતી રાસ રસીલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
સોનેરી કુંકુમથી લીંપ્યાં–
પશ્ચિમ દિશનાં આંગણુ ઘેરાં,
ઊગતા તારલીયાનાં મોતી–
નાની શી મૂઠડીએ વેર્યાં !
રમતી ત્યાં ચંદા સાહેલી !
કેવી સુંદર સંધ્યા ખીલી !
વાદળીઓની મનહર વેલે–
કંચનમાં કેસુડાં ખીલ્યાં !
ભર દુનિયાએ એનાં રૂપને–
આભેથી ઉતરતાં ઝીલ્યાં ?
તેજ–છટા છવરાઈ શીખી;
કેવી સુંદર સંધ્યા ખીલી !

પગની ધૂળે અંગ રજોટયાં–
ધેનુનાં ધણ આવે ધાયાં,
ગોવાળે લલકારી તેને–
સોનેરી સરિતાજળ પાયાં !
ભાંભરતી વાછરડાં—ઘેલી;
કેવી સુંદર સંધ્યા ખીલી !
પંખી માળે કિલ કિલ કૂજે,
મંદિરની ઝાલરિયો ઝણુકે,
ચંડૂલો આકાશે ઊંચે–
ગાતાં ગીત મધુરી હલકે;
પર્વત ઉપર રાતી પીળી
કેવી સુંદર સંધ્યા ખીલી !
ધીંગા ખેડુત આવે ધસતી—
સીમ તણી લક્ષ્મી ઘર ગાવે,
તેની લલના ગીત ગજવતી—
વગડાને રસ પાતી આવે;
એવી રસ ઘેલી અલબેલી—
કેવી સુંદર સંધ્યા ખીલી !
વિરામ કાજેનો કોલાહલ—
મચી રહ્યો વૃક્ષે ને સુામે,
વિપ્રોનાં સંધ્યાવંદનની—
શાંતિ સરિતાને તટ જામે !
સવિતાના શુભ મંત્રો ઝીલી—
કેવી સુંદર સંધ્યા ખીલી !
— ત્રિભુવન વ્યાસ

જળ ઝીલી, જળમાં નહાઈને ( સંભારો જળ ઝીલણા અગિયારસ ). સરખાવો-ભાણ બૂડયો. તારલીયાનાં મોતી, "રોજ રાત પડે છે ને તારા ઉગે છે. પણ આપણને કોઇને એમ ભાસેલું કે સન્ધ્યાસુંદરીએ

'ઉગતા તારલીયાનાં મોતી—
નાની શી મુઠડીએ વેર્યાં !'

કુદરતનાં આવાં સુંદર વર્ણનો જોઈને તો સૌના હૃદયમાં ગદગદિયાં થાય તો સ્વાભાવિક ગણાય. ચંદા, (सं) चन्द्रः તેનું નારી જાતિ રૂપ 'ચંદા' એમ પ્રાકૃત થયું. 'ચંદા' શબ્દને ગૂજરાતી સાહિત્યમાં સર્જનાર સ્વ. નરસિંહરાવ દિવેટિયા? ધણ (सं) ધેનુ ઉપરથી-ગાયોનું ટોળું. સવિતા, (सं) સૂર્ય.

## ૩૮. મીઠી માથે ભાત

[ શ્રી૦ બ૦ ક૦ ઠાકોર સંપાદિત 'આપણી કવિતાસમૃદ્ધિ'માંથી આ કાવ્ય લેવામાં આવ્યું છે. તેના લેખક શ્રી૦ વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી (જન્મ સને ૧૮૭૬) ભાવનગરની શામળદાસ કોલેજમાં ઇન્ટર આર્ટ સુધી અભ્યાસ કરી, વડીલોનો મુખ્ય ધંધો વૈદ્, કથા જયોતિષ છોડી દઈને સને ૧૯૦૩થી દરબારી નોકરીમાં જોડાઇ આજે હજુર સક્રેટરીના હેડકલાર્ક તરીકે કામ કરે છે.

અંગ્રેજ કવિ વર્ડઝવર્થની શૈલીનું આ એક સુંદર ને રોચક અનુકરણ છે. રા. ઠાકારે કાવ્યનું કલાવિધાન નીચેના વાકયમાં ઠાલવ્યું છે કે—'આના જેવાં વાસ્તવિક ચિત્ર, સીધાં, સાદાં, છબીજ પાડી લીધી હોય એવાં પણ છબી કરતાં વિશેષ અર્થ અને દ્રાવકતાવાળાં બહુ થોડા આલેખે છે.' ]

ડુંગર કેરી ખીણમાં ગાંભુ નામે ગામ,
ખેતી કરતો ખંતથી પટેલ પાંચો નામ.
સીમ થકી છેટી હતી વાડી એક વિશાળ,
ભોંય બધી ભગરી અને રૂડી અધિક રસાળ.
નવાણુ છે નવ કોસનું, ફરતાં જંગી ઝાડ,
રોપી તેમાં શેલડી વાધ્યો રૂડો વાડ.

પટલાણીએ પુત્રનું મુખ દીઠું છે માંડ;
મીઠી ઉંમર આઠની વ્હેન લડાવે લાડ.
શિયાળો પૂરાં થતાં પાકયો પૂરો વાડ;
વાઘ શિયાળ વરૂ તણી રહેતી વગડે રાડ.
કેળ સમી સૌ શેલડી ઝૂકી રહી છે ઝુંડ,
રસ મીઠાની લાલચે ભાગે વાડો ભુંડ.
ચીચોડો બેસારવા પાંચે કરી વિચાર,
બાવળનાં નથ બૂતડી તુર્ત કર્યાં તૈયાર.
સોંપ્યું સાથી સર્વને બાકી બીજું કામ,
સાધન ભેળું સૌ થવા તવા તાવડા ઠામ.
પટલાણી પેખી રહી પટેલ કેરી વાટ;
રોંઢા વેળા ગઈ વહી પડતું ટાઢું ભાત.

કહે મા, "મીઠી લે હવે ભાત આપું, કીકો લાવ મારી કને, જા તું બાપુઃ હજીઘેર આતા નથીતુજ આવ્યા, ભુખ્યા એહશે વાડ કામેથકાયા."

"ભલે લાવ બા જાઉં હું ભાત દેવા,
દીઠા છે કદી તેં ઉગ્યા મોલ કેવા?
દીઠો છે ટૂંકી વાટ જલ્દી જવાશે."
મીઠી કેળ શી શેલડી તો ખવાશે,
વહી જાય છે વેગમાં ફાવી ભરતી ફાળ,
ગણે ન કાંટા કાંકરા દોડે જયમ મૃગબાળ.
ડુંગરવાળી ગીચમાં કેડે કુદતી જાય;
સામો વાડ ઝઝુમતો જોતાં તે હરખાય.
હમણાં વાડી આવશે, હમણાં આપું ભાત;
એમ અધિક ઉતાવળી દોડી મળવા તાત.

બખોલમાંથી બ્હાર ત્યાં વાઘ ધસ્યો વિકારલ
થપાટ પાછળથી પડી બાળા થઈ બેહાલ.
ભાત ઓઢણી તો રહ્યું ઝરડામાં જકડાઈ;
મીઠીં બાળા મોતના પંજામાં સપડાઈ.
વાઘ ઉપાડી ક્યાં ગયો ? કુદરતમાં કકળાટ !
વૃક્ષ ઊભાં વીલાં બધાં ! સુની બની સૌ વાટ!
સાંઝ વહી સુનકારમાં ઓઢીને અન્ધાર;
રાત પડે છે રાનમાં આંસુડે ચોધાર.
પ્હોંચી ઘર પાંચો કરે " મીઠી,મીઠી" સાદ;
"મ્હારે તો મોડું થયું રોંઢો ન રહ્યો યાદ."
પટલાણી આવી કહે, " મેલી છે મેં ભાત,
મળી નથી તમને હજી? રોકાણી ક્યાં રાત?"
"મળી નથી મીઠી મને મારગ ધોરી વાટ;
કહાં ગોત કરવી હવે ? ગઈ હશે પગવાટ."
બની ગયાં એ બ્હાવરાં બન્ને મા ને બાપ.
ગયાં તુર્ત તે ગોતવા કરતાં કંઇ સંતાપ.
નભથી ચાંદો નીરખી વિલાય ફીકકે મુખ;
ઝાંખાં સર્વે ઝાડવાં, દારુણ જાણે દુઃખ.
"મીઠી!મીઠી!" પાડતાં બૂમ ઘણી માબાપ;
જવાબ પાછો ના મળે તેથી કરે વિલાપ.
પળતાં આગળ પગ મહીં અટવાયું કંઈઠામ
તે તો ઘરની તાંસળી, ભાતતણું નહીં નામ.
ખાલી આ કોણે કરી હશે સીમનાં શ્વાન;
મીઠી કાં મેલી ગઈ ?– બોલે નહીં કંઈ રાન.

વળી પગે અટકાય છે ઝરડું, નીચે જોય;
મીઠી કેરી ઓઢણી પોકે પોકે રોય.
હા મીઠી, તું ક્યાં ગઈ? આ શું–ઝમે રુધિર!
ઉત્તર એનો ના મળે બધું ય વિશ્વ બધિર.
નિરાશ પાછાં એ વળ્યાં કરતાં અતિ કકળાટ
"મીઠી મીઠી" નામથી રડતાં આખી વાટ.
વાડ ગયો વેચાઈને વીતી ગઈ છે વાત;
તોપણ દેખા દે કદી મીઠી માથે ભાત.

— વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

શિરામણ, રોઢો, વાળુ–રૂવારે બપોરે અને રાત્રે લેવામાં આવતો ખોરાક. મૉલ–ખેતરમાં પાકેલો ઉભો પાક. ગાળી–ડુંગરાની વચગાળાનો ગીચ ઝાડીવાળો ભાગ. થપાટ–પંઝો. ગોત–શોધ. દેખા દે–નજરે પડે છે. અહીં ભૂતના વ્હેમને ટેકો આપવામાં આવ્યો છે. મેલી–મોકલી. ભગરી–સૂકી, બરડ નવાણ–કુવામાંથી કોસવડે પાણી પાઈને પકવેલા પાકને નવાણ પીયાત (ચરોતરમાં) કહે છે. નવ કોસનાં પાણીની નવાણુ ખેતી કરે છે. ચોપી–રોપી. વાડ–પાક. રાડ–બૂમ. ગ ચોડો–શેલડીનો રસ કાઢવાનું યન્ત્ર; કોલું. નથી–બૂતડી–કોલુ બનાવવામાં ઉભાં અને આડાં લાકડાનાં સાધન; ઠામ-વાસણ. ભાત-રાંધેલું અન્ન. આતા–પિતા.

## ૩૯. ગુલામ

[ ઈ. સ. ૧૯૧૧માં જન્મેલા શ્રી ઉમાશંકર જોશી ઈડરના વતની છે, સત્યાગ્રહની લડતમાં બે વાર જેલ જઇ આવેલા છે. ગુજરાત વિદ્યાપીઠમાં એ દાખલ થયા હતા. 'વિશ્વશાંતિ' નામનું એમનું ખંડકાવ્ય છે. તેમનાં ઘણાંખરાં કાવ્યો સત્યાગ્રહના યુદ્ધ દરમિયાન જેલમાં તેમજ જેલ બહાર લખાયાં છે.

કુદરતની તમામ કૃતિઓ સ્વચ્છંદે વિહરી શકે છે ને માત્ર એક માણસજ કેમ ગુલામી ભોગવે છે તેનો નિર્દેષ આ કાવ્યમાં છે. પણ તેનો ઉત્તર નથી. ] પરવાનગીથી.

## હું ગુલામ?

સૃષ્ટિ—બાગનું અતૂલ ફૂલ માનવી ગુલામ?
સ્વચ્છંદ પંખી ઉડતાં, સ્વતંત્ર પુષ્પ ખીલતાંઃ
હલાવતાં સુડાળ ઝાડ, ના કહેતું કોઇ નાઃ
સરે સરિત, નિર્મળા નિરંકુશે ઝરે ઝરા;
વહે સુમંદ નર્તનો, ન હાથ કોઇ દેતું ત્યાં;
સિંધુ ઘૂઘવે કરાળ, ઊછળે તરંગ માળ,
ગાન કોઈ રોકતું ન, નિત્ય ગીત ગાજતાઃ
સ્વતંત્ર પ્રકૃતિ તમામ, એક માનવીજ કાં ગુલામ?

## ૪૦. એક બાળકીને સ્મશાને લઈ જતાં

તને નાનીશીને કશું રડવું ને શું કકળવું?
છતાં સૌએ રોયાં! રડી જ વડમા લોકશરમે,
હસી જો કે હૈયે નિજ ઘર થકી કાશ ટળતાં.
બિચારી બાનાં બે ગુપત ચખબિંદુ ય વચમાં.
ખર્યાં, સ્પર્શ્યાં તુંને નહિ યમસમા ડાઘુજન તે
નિચોવે શા કાજે નયન અમથાં અન્ય ઘર, ને
વિચાર્યું હું-જેવે, મરણ કુણું તે શીદ રડવું?
છતાં સૌ યે રોયાં રુઢિસર, દઇ હાથ લમણે!
ખભે લૈને ચાલ્યા, જરી જઈ, વળાં કે વળી ગયા,
તહીં ઓઢે તારી સરિખ વયની ગોઠણુ દીઠી.
રહી'તી તાકી એ, શિર પર ચડીને અવરને
સૂઈ રહેવાની આ રમત તુજ દેખી અવનવી,
અને પોતે ઊંચા કરી મથી કયાંય ચડવા;
—અમે આગે ચાલ્યા–રમત પરખી જૈજ કપરી,

ગળા પૂંઠે નાખી કર, પગ પછાડી ઊંચે
ગઈ મંડી રોવા ! તુજ મરણથી ખોટ વસમી
અકેલીએ આખા જગત મહીં એણે જ વરતી !
અને રોવું ન્હોતું પણ મુજથી રોવાઈ જ ગયું !!

ઉમાશંકર જોષી

ચખબિંદુ-(ચખ-ચક્ષુ-આખ) આંખનાં આંસુ. સદિખવયની-ગોઠણ-સરખી ઉમરની બહેનપણી. અવરને-બીજાને. અવનવી-જુદી જાતની. કપરી-અઘરી, મુશ્કેલ. વસમી-ભારે.

## ૪૧. મારી ઋતુઓ

શિયાળામાં મારી હૃદયરસની ઊર્મિ ઝરણી-
જતી થીજી; વીણા હિમપડ વિષે મૂક બનતી.
મહા ઝંઝાવાતો પ્રબળ સૂસવે બુદ્ધિબળના;
કરે રક્ષા કો ત્યાં? ન ઘર સઘડી, કાષ્ઠપણ ના !
અને ગ્રીષ્મે તાપે અતિશય તપીને ઉકળવું,
મને રોમે રોમે કરમ લખિયું છે પ્રજળવું !
ન ઘેને ઘેરાયો કંઈ સમજતો કે જીવન શું,
અને તાપે મારૂં છણછણી ઉઠે ઊર્મિ ઝરણું !
અહા ! ત્યાં તો વર્ષા કરૂણ રસ રેલંત વર્ષે
અને થાતાં મારૂં ઉર સભર ભાવે, નવ રસે
હસે, નાચે, કૂદે, વિહગ નવ વેલીથી રમતું,
તરંગો ઊર્મિના દૂર દૂર સમુદ્રે વહવતું.
પ્રવાતે બુદ્ધિના હૃદય તણું થીજેલ ઝરણું
ફરી ભાવોર્મિએ નવલરસ ઝીલે અણુઅણું.

—ઉમાશંકર જોષી

# ૪૨. વિધવા

[ શ્રી રમણલાલ પી. સોની ( જન્મ સન ૧૯૦૭ ), ૧૯૨૪માં મેટ્રિક થયા પછી સત્યાગ્રહમાં જોડાયા હતા. જેલનિવાસ દરમિયાન તેમણે બંગાળી અને મરાઠીનો અભ્યાસ કર્યો હતો. અત્યારલગી માત્ર બાળ કાવ્યોના લેખક તરીકે જાણીતા છે; પરંતુ તેમનું કાવ્ય ' વિધવા ' તેમની લેખનશક્તિનો સારો ખ્યાલ આપે છે. આ ઉપરાંત બીજી ઘણી દિશાઓમાં તેમણે કલમ ચલાવી છે. એમનો નવલિકાસંગ્રહ ' ચબૂતરો ' ૧૯૩૬માં પ્રસિદ્ધ થયેલો છે અને તેઓ એક સરસ આશાસ્પદ લેખક-કવિ છે. ]

બળું, રગરગે ઝળું, દરદ–દુઃખ દાવાનળે,
રહે અદમ વેદના, પળપળે ઉરે ડામતી,
જીવંત મુજ ચર્મને, પદપદે સ્મૃતિ ડંખતી
કરાળ ભીંસ અંતરે દઇ, ન ક્યાં ય શાંતિ મળે !
ઊંડા મહલ મંદિરે ઘૂડ ગુહા સમાં કોટડાં
રહું સળવળી મહીં ઘૃણિત માનવી કીટ હું
અભદ્ર મુખ શાપિતા – અનધિકારિણી વિશ્વની
સમસ્ત મન દેહના સહજ યૌવન ધર્મની.
કઠોર સહુ યાતના, થથરતે કરે લુછતી
કપોલ વહતી ઉન્હી સતત ધાર, ને શાપતી
નિરર્થ સુકુમારતા વલયચંદ્ર દીપ્તિ હણી !
પ્રિયા ! પ્રકૃતિ માત ઓ ! પ્રકટ સૃષ્ટિ હું આપની
તમે જગ હજી ય વિસ્તરી રહ્યાં, મને એકને,
દિયો ન પ્રકટાવવા કૃપણ સૃષ્ટિ કાં માહરી ?

રમણલાલ સોની

## ૪૩. સમયની પળો

[ રા. હરિહર ભટ્ટ અમદાવાદના જાણીતા સાહિત્યકાર છે. ગૂજરાતનાં માસિકોમાં પ્રગટ થએલાં એમનાં કાવ્યોએ કાવ્યરસિક ગુજરાતીઓનું ધ્યાન ખેંચ્યું છે. ખાસ કરીને ' એકજ દે ચિનગારી 'ના કાવ્યથી ગૂજરાતમાં એમનું નામ જાણીતું થયું છે.]

પળ પળ આજ ગણાય, સમયની પળ પળ આજ ગણાય.
મહિના વીત્યા, દિવસો વીત્યા, દિન આ એક ન જાયઃ સમયની૦
સૂર્ય અનાદિ પ્રવાસ થકી શું શ્રમિત થયો દેખાય,
કે ઉરના આ સ્નેહ—સૂર્યને છોડી જવા નવ ચ્હાયઃ સમયની૦

—હરિહર પ્રાણશંકર ભટ્ટ

## ૪૪. શૈશવકાળ

[ શ્રી. ચીમનલાલ દામોદરદાસ ત્રિપાઠી (જન્મ ઈ. સ. ૧૮૮૭) 'કુંજ' નામથી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. શિક્ષકનો ધંધો કરે છે. કવિ 'સાગર'ના ભાઇ થાય છે. 'હૃદયકુંજ' નામનો એક કાવ્યસંગ્રહ ૧૯૧૧માં પ્રગટ થયો છે.]

હસતું કોમલ મન્દ વિલાસમાં, રમત સાત્ત્વિક ખેલતું મૌનમાં;
હૃદયની વિકસાવતું આર્દ્રતા, જન-ઉરે શિશુ રેડતું રમ્યતા!
વદન રમ્ય અને હસતું દિસે, પરમ ઊર્મિ નિગૂઢ ઉરે વસે;
કરી પૃથક્ કૃતિ એ જન ના શકે;વિમલતા ફરી એ ન મળે જગે!
ચપલતા દીસતી મૃગ નેત્રની, તરલતા જબરી કર પાદની;
કૃતિ ગતિ રૂચતી બધી બાલની;શિશુ-ક્રીડાની મનોહરતા અતિ!
ધ્વનિ વિષે મૃદુ અસ્ફુટતા હસે, રસિક વત્સલતા સુણતાં સ્ફુરે;
હૃદયભાવ અલૌકિક ઊભરે, સ્મરણ શૈશવનું ઉર વિલસે!
અબુધતા જહીં પુણ્ય વિરાજતી,મલિનતા ન વસે જહીં સ્વાર્થની
વિવિધ જ્યાં ભય,પાપ મતિ નથી,વિમલ એ સ્થિતિ શૈશવકાલની!

શૈશવકાળ—બચપણ; શિશુ ઉપરથી. આર્દ્રતા—કોમળતા; અનુકંપા.

સાત્ત્વિક-સત્ત્વગુણવાળું, સદ્‌ગુણી. શિશુ-બાળક, બચ્ચું. રમ્ય-મનોહર. શિશુક્રીડા-બાળકની રમત. મૃદુ અસ્ફુટતા-મધુરી એવી અસ્પષ્ટ વાણી અબુધતા-સમજણ વગરની સ્થિતિ; નિર્દોષતા.

## ૪૫. કાળની લીલા

[શ્રી. રમણલાલ નરહરિલાલ વકીલ દશા મોઢ વણિક અને મૂળ ભરૂચના વતની છે. એમના પિતા સ્વ. નરહરિલાલ ચંપકલાલ દેશભક્ત, 'સાહિત્ય રત્ન'ના મૂળ સંપાદક તરીકે સારી રીતે જાણીતા છે. જન્મ સન ૧૯૦૮ અને ૧૯૩૧ માં કુ. પુષ્પા છોટાલાલ પારેખની સાથે તેમનું લગ્ન થયું હતું. તેઓ પણ એક સંસ્કારી લેખિકા છે. શ્રી. રમણલાલ ૧૯૩૧ માં બી. એ. થયા હતા અને ૧૯૩૩ માં ગૂજરાતી લઈ એમ. એ. પહેલે નંબરે આવ્યા હતા. આજે તેઓ વિલ્સન કૉલેજમાં ઇંગ્રેજીના લેકચરર છે એમની કૃતિઓ-ઉરતન્ત્ર અને 'નાટયકલા' 'પ્રણય કાવ્યો.']

રવિના કર કોટિ હણાઈ ગયા, દળ, વાદળ ઘોર છવાઇ રહ્યાં,
નભમાં, જગમાં તમ ગાઢ સર્યાં, ક્રૂર, કાળ કરાળની સ્હેજ લીલા.
નભમાં વીજ દારુણ જો દમકે, પવનો અતિ ચંડ ઊઠે ખલકે
ગગડાટ થતા અતિશે નભમાં, ગઇ ગ્રીષ્મ અને ઊતરી વરષા.
ગઢ ને ગિરિએ વિજ વજ્ર તૂટે, સ્થલ તે જલના તલમાંહી સરે,
સમીરે નદને સર નીર ઊડે, વિટપો તરુ ના ઝટ ભૂમિ પડે.
થઇ લુપ્ત વળી ક્ષણમાં વરષા, ઉતરી જગમાં અહ ! શીતકરા;
નભ સ્વચ્છ, ભુરૂં જલ જેવું બન્યું, વન વાગડ નીરવ શાન્ત થયું.
વળી ભૂચર ખેચર સત્ત્વ બધાં, થથરી ધ્રૂજતાં શિશિરે જગમાં;
સતત સ્રવતાં હિમ શિકરમાં, નવ હુંફ મળ્યે પ્રલપી મરતાં.
ઘન ઘોર વળી વિજ લુપ્ત થયાં, જગતે જલવાત પ્રચંડ શમ્યા;
વળી પાનખરે સહુ પાન ખર્યાં, વન-શ્રી-રૂપ પાદપ નગ્ન થયાં.
ગઈ તે ઊતરી વળી યૌવનમાં, ઝુલતી, રમતી મદમસ્ત મહા,
રૂપ, સૌરભ, હાસ્ય થકી લસતી, ઋતુ રાણી વસન્ત ઉરે વસતી.

નવ કાનન ગહ્વર કોકિલના, કલ કૂજનથી ગરજી ઊઠતાં.
મૃદુ પુષ્પ પરાગ ભીનાં વિકસ્યાં, જન આનન–કંજ સ્મિતે વિલસ્યાં.
ફલ, ફૂલ વડે તરુઓ લચતાં, મૂક યુવકનાં નયનો ઢળતાં.
યુવતી ઉરથી રસ નીતરતાં, સખી ! રમ્ય વસન્તની ચિત્ર લીલા.

—રમણલાલ નરહરિલાલ વકીલ

કર–કિરણ. તમ–અંધકાર; કરાલ ભયંકર આનનકંજ–મુખરૂપી કમળ.

## ૪૬. વિસ્મૃતિ

[ સૌ પુષ્પાબહેન રમણલાલ વકીલ ( જન્મ સન ૧૯૦૮)ના પિતાજી શ્રી. છોટાલાલ ઇશ્વરદાસ પારેખ. તેમણે ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કુલમાંથી ૧૯૨૭માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી. ૧૯૩૧માં વિલ્સન કૉલેજમાંથી અંગ્રેજી અને ગૂજરાતી ઐચ્છિક વિષય લઈ બી. એ.ની પદવી લીધી. ક્વીન મેરી સ્કુલમાં તથા સેન્ટ કોલંબા સ્કુલમાં ગૂજરાતી શિક્ષિકા તરીકે ફુરસદના સમયમાં કામ કરે છે. ગૂજરાતમાં સ્ત્રીકવિઓની સંખ્યા અતિ અલ્પ છે–તેમાંનાં એ એક ]

મધરાત હતી સહુ ઘોર થયું, ગગને દળ વાદળ કેરૂં ચઢયું.
શરપાત પ્રચંડ ધરા પડતાં, મમ નેત્ર ગયાં ઉઘડી સહસા.
ભય–જાગી ઉઠી મુજ સેજ તજી, અતિ કમ્પ ભર્યો સહુ ગાત્ર મહીં.
ચહુદિશ ભયાનક રાસ રમે, મુખ એક ન શબ્દ વદી જ શકે.
સ્થિર, કમ્પિત દેહલતા કરવા, ભયગ્રસ્ત હૃદે દઢતા ભરવા.
ભૂલવા દિશ તાંડવ નૃત્ય ભરી, ગઈ સેજ કને પ્રિય સાથ ચહી.
નહિ દેહ જડયોઃ સ્મૃત શે ન રહી, પરદેશ ગયા પિયુની સખીરી.

—પુષ્પા વકીલ

## ૪૭. બીલીપત્ર

[ શ્રી. ઇન્દુલાલ ફુલચંદ ગાંધી ( જન્મ સન ૧૯૦૫ )એ શાળાઓના ઉંબર ઘસ્યા નથી કે કોઈ વિદ્યાપીઠની મુદ્રાથી તેઓ અંકિત થયા નથી. શિષ્ટતા ને વાસ્તવવાદને ગૂજરાતી સાહિત્યદ્વારા પાવાનો જેમને ઊમળકો છે તેવા આ ભાવનાલેખક, નાટયકાર ને કવિ કરાંચીથી નીકળના ‘ ઊર્મિ ’ના

તંત્રીઓમાંના એક છે. કાવ્યક્ષેત્રના ક્ષિતિજ ઉપર ઉગી રહેલી આશાસ્પદ તેજરેખાઓમાંના તેઓ એક કેટલું મધુર અને પ્રસાદમય આલેખન કરે છે તે નીચેના કાવ્યમાં તરત પરખાઈ આવે છે. તેમની કૃતિઓ–'તેજરેખા' 'નારાયણી', 'જીવનનાં જળ' વગેરે છે. ]

આભને ટોડલે દીવડાં ડોલતાં ઝાલર બોલતી રોજ:
કાળસાગરનું માનવીટીપું કેમ કરી શકે ખોજ?
એની માણી શકે કયમ મોજ?
એમ વિચારીને બારણે ઊભી લોચન કરિયાં બંધ:
ત્યાં તો મારા પગતળિયે તારાં આસન બનિયાં સ્કંધ:
ઉપડયો આભને મારગે અંધ.
પૃથ્વી નીચે, ઊંચે આકાશ, વચ્ચે સેવા ને સ્વાર્થનાં પૂર:
જેમ ચડું તેમ આભના દીવા દેખાય દૂર ને દૂર,
આ તે કેવડી મારગભૂલ?
મારગભૂલમાં ભુલવા માંડી શીદને અંતરભૂલ?
આભચંદરવાને નવ માનીશ સુંદરીના પટકુલ,
સાધક, શોધજે સાધનાભૂલ. ૧
દીપમૂકયા દિગપાલને માંડવે ડોકાય વિશ્વનું દુઃખ:
દીવે દીવે ઝીણી આંખ દારિદ્રયની ઝાલરે બોલતી ભૂખ,
ચોગમ દોડતું વિશ્વનું દુઃખ.
કંપી રહ્યું ઘડી કાળજું મારૂં થથર્યો સ્થિર અવાજ:
મારે નથી જોવા આત્માના દીવા સાંભળવા નથી સાજ,
સ્વાર્થનો થથર્યો સ્થિર અવાજ. ૨
પડઘે પડઘે અંતર જાણે તારે હૈયે પ્રગટંત:
આભ ભરી મારી કીકીઓ ઝંખતી તારા પ્રકાશનો પંથ;
ઊઘડી શ્રદ્ધાની દેવવસંત!

આધી આધી ભયભીત કરાડના ગાજી રહે પડછંદ.
'ઉઠ, ઉઠ' એવા અંતર ઉપરે ઘાવ વીંઝાય પ્રચંડ,
થાકે ઘેરેલી આંખો હસંત !
બંધ હૈયાં તણાં બારણાં આજે ઉઘડું ઉઘડું થાય;
શૌર્યની કિરણવેલ અજાણી મુખે મુખે મલકાય !
મૃત્યુનાં મંગલગીત ગવાય ! ૩

કાજળભરેલી રાતને આરે વીંઝાયે હીમની પાંખ;
કંપતું કાયર અંતર મારૂં ઉઘડે ના જરી આંખ;
દિશાઓ બેઠી બનીને અવાક.
મેઘને સાદ કરી કરી ઉછળે ધરતીનો ઉકળાટ.
ડગલે ડગલે દાઝતો દાઝતો દોડી રહ્યો પૂરપાટ,
શોધતો આશાનો કિરણઘાટ.
લાહ્ય બળે તળેઃ આભની કેડીએ ઉતરે અગન–જવાળ;
રક્તના બિંદુએ બિંદુએ ઠારીશ જ્વાલામુખી વિકરાળ,
તારા લોચનની શી વરાળ ! ૪

પંથ ન્હોતો તોય વાયુને પારણે કરતો સાગર પાર;
એક હાથે જુઠું જીવન સાચવ્યું બીજે સંસારનો ભાર,
માનતો વિજય જેવડી હાર.
આંખ ઉઘાડી કે શૈશવે પેઠો પૌરુષનો અવતાર;
ડગલે ડગલે અગ્નિનાં આસનો જ્વાલાઓનો પરિવાર
ઘડિયાં હામતણાં હથિયાર.
શ્વાસને હીંચકે હીંચકી હીંચકી તાણ્યા શરીરનાં તંગ;
આજે તો અંધની લાકડી પેરે આથડયાં કરે અંગ.
આયખું કેમ ઉતરશે ગંગ ? ૫

કાયાનો થાક ચડયો માર ઉરને નેનનાં નીતર્યાં નૂર;
તેજ ભરું ત્યાં તો અંતર ફરતાં આવે તિમિરનાં પૂર
મારો મારગ કેટલે દૂર ?
વાણીનો થાક ચડયો મારાં મુખને શ્વાસની ભોંકાય શૂલ;
ઉરને બારણે અગન બેઠી માગતી મૃત્યુનાં મૂલ્ય.
મારૂં જીવન પત્થર તુલ્ય.
ભક્તિના થાકે અકાળ ઢીલા કર્યા વર્તમાનના વણાટ;
ભાવિની ભોગળો એકલે હાથે કેમ ઉઘાડીશ તાત !
ખૂટયું તેલ તૂટી ગઈ વાટ ! ૬
અંતે તારી પગકેડીએ દીઠું, કિરણુ નાચતું એક
હૈયાનાં શૂન્ય સરોવરે એનાં, વર્તુલ દોર્યાં અનેક:
કિરણે ડહોળિયું તળિયું છેક.
વર્તુલે વર્તુલે ઉઘડી વાણી, કિરણે કિરણે રંગ.
મેઘ ધનુષ્યની પણછે ચીતર્યાં, પંથ ભરીને પતંગ.
નિરખ્યાં કાવ્યનાં નિર્મલ અંગ.
ન્હોતું ખેલ્યું તેને ખેલવા બેઠો, છોડી ખલકના ખેલ,
થાકેલ હૈયાની પડખે ચણવા, માંડયા કાગળના મ્હેલ:
જેને સાચવવા નહિ સ્હેલ !

કાળનો સાગર અમર્યાદ છે. માનવીઓ કેટલાય આવ્યા અને ગયા અને જશે; પરંતુ જે ખોજ–શોધ–તેણે આદરી છે તે જ્યાં ઊંચે આકાશ છે અને નીચે પૃથ્વી છે તે બે ઘંટીના પડની નીચે માનવો કચરાઈ રહ્યા છે. એક બાજુ સેવા કરવાનો ઊમળકો થાય છે, તો બીજી ગમ સ્વાર્થનાં પૂર તેને અવળે માર્ગે ખેંચી જાય છે. અને આભના ટમટમતા દીવા તો દૂર ને દૂર જ ચાલ્યા જતા જણાય છે. માનવી પછી પોતાના એ વિકાસમાર્ગને કાં તો ‘ મારગભૂલ ’ ગણી થાકી જાય છે, અથવા તો તેને ‘ અંતરભૂલ ’ ગણે છે. કવિ કહે છે, જે માર્ગે જવાનું છે તે માર્ગનો અંત ‘ સુંદરીના પટકુલ

જેવો નથી. પ્રકાશના પંથ ઝંખતી કીકીઓ શ્રદ્ધાની દેવવસંત વિના કશું નથી પામી શકતી. અંતરમાં ઊડવા માટે પડછંદા ગાજી રહે છે; પરંતુ થાકેલે હૈયે આંખો પણ ઘેરાય છે. 'મૃત્યુનાં મંગલગીત'—બંધ હૈયાંનાં બારણાં ઊઘડે એટલે ઉજ્જવળ જ્ઞાન થાય ત્યારે મૃત્યુનો ભય મરી જાય છે અને કોઇ કેદી કેદખાનામાથી છૂટતાં જેવાં મંગળગીત ગવાય તેવો આનંદ વર્તો જાય! કાયાનો થાક ચડ્યો—શરીરને થાક લાગે, આંખનું તેજ જાય અને હૃદયનાં અંધકાર તેમજ બોલવાની પડી ગયેલી આદત જાય ત્યારે 'હૈયાનાં શૂન્ય સરોવરે' એક નાચતું કિરણ દેખાય છે. ખલકના-દુનિયાના -મેલની પછી જરૂર નથી રહેતી.

## ૪૮. ગુર્જર–યમુના

(સારંગ)

કોઈ ઢુંઢે સ્વર સાંજના, કોઈ ચંદ્રકિરણની ભાત.
હું ઝંખું છું હરઘડી, એ જ પૂનમની રાત.
એવી એક પૂનમની રાત હતી.
મહીં જલભર રેવા રમતી'તી, સંગેમરમરમાં ભમતી'તી.
નિર્જનતાને સુંદરતી'તી, વનવનની શોભા શાંત હતી.
એવી એક પૂનમની રાત હતી.
મેં પૂછ્યું ખરતા તારકને, કિરણકલગી શિરધારકને.
ફૂલ-સુરભિનાં સંચારકને, કયા ઘરની એ અમીરાત હતી?
એવી એક પૂનમની રાત હતી.
કિરણ જલબિંદુ એક થયાં, સંગેમરમર પણ મોહી ગયા.
તારા અચરજથી જોઈ રહ્યા, ગુર્જર-યમુના અભિજાત હતી
મંગલમય મોરી માત હતી, ગાંડીઘેલી ગુજરાત હતી.
એવી એક પૂનમની રાત હતી.

—ઈન્દુલાલ ગાંધી

# ૪૯. કચ–દેવયાની

નિસાસા નાખતી બાળા, આંખથી આંસુઓ સરે;
કંપે તન્વંગી સર્વાંગે, વ્યગ્ર ચિંતન અંતરે—
શુક્રાચાર્ય તણી સુરમ્ય દુહિતા એ એકની એક છે.
શાસ્ત્રો, વેદ, પુરાણમાં વિદુષી એ પારંગતા છેક છે;
જેનાથી અમરેન્દ્ર રોજ રહે છે તેજ પ્રભાવે ડરી,
દેવાદિ ગુરુના મીઠા જીવનની પીયૂષની નિર્ઝરી.—
કામ–કાન્તા પ્રતિસ્પર્ધી, સ્વર્ગ સૌંદર્ય સુંદરી,
અનેરા દેવયાની એ, રહી યૌવન નીતરી—
સંજીવની વિદ્યા ભણી કચ આજ સ્વર્ગ પંથે પળે,
કૃતકૃત્ય થાતાં મુખ કમળ આનંદજ્યોતિ ઝળહળે;
વર્ષો વીતાવી અનેક ગુરૂના પુણ્યશાળી મંદિરે,
નિજ ગૃહ વિચારતાં ઉલ્લસે ઉલ્લાસ ઉર્જ્વળ અંતરે.

વિદેશે વસી પાછા, સ્વદેશે ફરતો ખરો;
રાષ્ટ્રપ્રેમી દિલે નિત્યે, વહે ઉત્સાહનો ઝરો—
છે જ્યારથી કચ રહ્યો ગુરૂકુલ વાસે,
એ શુક્રપુત્રી તનમાં નહિ ચેન ભાસે;
પેખી અથાગ રૂપરાશિ કુમારને એ,
મોહાંધ મોહન મુખાબ્જ પરે બને છે.—

નિત્યે નેત્ર પીએ કુમાર કચના સૌંદર્ય પીયૂષને,
બાળાએ મનથી સમર્પણ કર્યું એને જ આયુષ્યને;
સેવે છે કચથી મનોરથ મીઠા કલ્પી જ સંલગ્નના,
ભ્રાતૃભાવ જતાં મલિન સઘળી એની મનોભાવના.–

જ્ઞાનાર્થીની વિના વિદ્યા, વૃત્તિ અન્ય કશું ચહે !
કચનું કંચનિયું હૈયું, ભગિની ભાવમાં વહે.—

કદિ હસતો કચ દેખી દેવયાની,
સમજે એ અનુરક્તિની નિશાની
સુણી મધુ વેણુ એ કુમાર કેરા,
રમતી ચિતાર ભવિષ્યના અનેરા.—
આજે કૃતાર્થ બનીને કચ છે જવાનો,
મેળાપ ના પછી કદાપિ અરે થવાનો;
ના ચાલશે કચ વિના, ઉર એ વિચારે,
શુક્રાત્મજા અમિત અંતર દુઃખ ધારે.—

ત્યાં તો આવ્યો; કુમાર મરકત મુખડે માગવાને રજાને,
ભાગ્યાધીન લેવા ભણતર ભૂલવાની નમેરી સજાને,
પાયે લાગી અનુજ્ઞા સ્મિત સહ ચહતો સ્વગૃહેએ જવાની,
વાગ્યો શું વજ્રપાત, વિમૂઢ સરખી સ્તંભતી દેવયાની,
" શું આજથી કચ! જશે? ગૃહ શૂન્ય થાશે?
શું પ્રેમપાત્ર સુર સુંદરીનો સુહાશે?
આ મંદિરે ઉણપ ઓછપ છે કશાની,
તેથી તજી વિચરતો તુજ દેવયાની? "

સંજીવની અધ્યયન એ આદેશ પ્રભુ – દેવેન્દ્રનો,
સિદ્ધાર્થ આજ થતાંજ બહેની! ગૃહ જવા ઉત્સુક બન્યો;
ઉપકાર તારા અણગણ્યાઃ વિસર્યાં કદિ વિસરાય ના,
તવ ભગિનીભાવ કૃતજ્ઞ આ તુજ ભાઈથી ભૂલાય ના.
તેં તો મારા દુઃખદ સમયે સ્હાય કીધી મઝેની,
મારા કાજે પરિશ્રમ બમણો સેવતી તુજ બહેની!

તેં દુષ્ટો સૌ અસુર થકી ઉદ્ધાર મારો કીધો છે,
મૃત્યુમાંથી નવીન મુજને જન્મ તેં તો દીધો છે.—
મધુર તારી સ્મરણાવલીમાં
રાચીશ બ્હેનાં ! અમરાપુરીમાં;
આશિષ વાચ્છી ફરી પાય લાગું,
ગૃહે જવા મંગલ શીખ માગુ."—
વીંધાયું વપુ દુઃખે, આવો ઉત્તર સાંભળીઃ
કચના રૂપતેજે એ, રહી અંગાંગ પ્રજ્જ્વળી.
" લગીર વિચાર કુમાર તવ વિરહે મારી ગતિ;
જળનો નહિ સહચાર; મીન ન જીવન ધારશે.
ભાવિ તણાં સ્વપ્ન ઉરે અમોલાં
કલ્પી, સુખાશ્રુ દિન રાત ઢોળ્યાં;
તારે વિયોગે મુજ હાલ કેવા ?
વિભાવરી ચંદ્ર વિના રહે વા ?
પ્રણયી ! ત્યાગીને નાજા, કષ્ટ આંહી તને કશું ?
પ્રણયે ભીંજતાં વ્હાલા ! સ્વર્ગ વિશ્વે વસાવશું."
કર્ણે નિર્લજ્જ વેણો ત્વરિત પડતાં વાસના વિષે ઘોળ્યાં,
ઉભો નિસ્તબ્ધ, શૂન્ય, તન સુરગુરૂનો, નેત્ર નીરે ઝબોળ્યાં;
"બ્હેની ! આચાર્યપુત્રી પૂજનીય મુજને" વંદીને વાણી બોલે,
"છોડી પીયૂષધારા શિદ વિધુમુખથી, તીક્ષ્ણ આ ઝેર ઢોળે ?
અસુર સંપર્કથી વત્સે સારાસાર વિચારની;
સુબુદ્ધિ ત્યાગીને શાને, ધારે તુચ્છ વિકારની ?
ગુરૂગૃહિણી જનની ગણાયે,
ગુરૂતનયા ભગિની ભણાયે,

અનુકરણીય શાસ્ત્ર આજ્ઞા,
ગુણજ્ઞાતા ! શું ઘટે અવજ્ઞા ?"
કામાગ્નિ ભડભડતો ઉર પ્રદેશે
રેડાયું ઘૃત ત્યાં હિતોપદેશે,
આવેશે ઉછળે પયોધરો ને,
છોડયાં શું કુસુમાયુધે શરોને ?
"ઉવેખે પ્રણયભિક્ષાર્થી, કર્મના હીન ભાગ્યથી;
વિદ્યા તારી જશે મિથ્યા, શાપું છું સૂર્યશાખથી."
દિગ્પ્રાંત ધ્રૂજ્યા, સળક્યા જ શેષ
ઢૂભાઇ છૂપ્યા વિયતે દિનેશ;
વંટોળ ઉડયો દિશદિશ છાઈ,
અંધાર આંધી સઘળે છવાઈ—

—ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

## ૫૦. ભીષ્મ—પ્રતિજ્ઞા

જગવંદ્ય જનની જાન્હવી, કલકલ નિનાદે ગાજતી,
ને નયન મન રંજન કરણુ કાંઠે વનશ્રી રાજતી;
પ્રભુતા ગજવતાં પંખીડાં કલ્લોલથી ઉર ઠારતાં,
અવનવ તરંગ સમીરના વિહરે સુધારસ સારતા.—
નમેલો રાજ્ય ભારેથી, ઘડી આમોદ આશથી,
તીરપ્રાન્તે ફરે રાજા, શાન્તનુ એ ઉમંગથી.—
પવિત્ર ભાગીરથીના પ્રવાહમાં,
નાજુક એકાકી વિલોકી નાવમાં;
ત્રૈલોકયને રૂપ વડે લજાવતી,
તિલોત્તમા શી રમણી પ્રભાવતી.

તારુણ્યે અંગ પ્રત્યેક, રસેલાં શાં હસી રહ્યાં;
સૌંદર્ય બમણું ખીલી, સાદા વેશે લસી રહ્યાં.—
" શું આ છે શચિ કે રમા મનહરી કે છે ઉમા કે રતિ ?
લાવણ્યે લલચાવતી મુજ-મતિ, અત્યંત આકર્ષતી;
કેવી કામણગારી આંખ મધુરી પીયૂષ તેજે ભરી ?
મીટે મીટ મને અને હૃદયને લે પાશમાં પાથરી."
વિચારશ્રેણિમાં ભૂપ, તણાતો મંત્રમુગ્ધ એ;
ઉભો એકી ટશે જોતો, રમણી રૂપવેલને.—

ગંગા તટે વાસ કરી રહેલો,
માછી સ્વકાર્યાર્થ અહીં ઠરેલો;
સુપુત્રી તેની પ્રિય મત્સ્યગંધા,
જ્ઞાને ગુણે જે ખપતી પ્રબુદ્ધા.—

છટા છબીલી એની નિહાળી નૃપાળ બનતો મોહાસક્ત,
સુખમંડળ માધુર્ય પીતાં એ અધીપ થયા અધિકો અનુરક્ત;
માછીને મળી કર કન્યાનો માગીને મનમાં મલકાય,
શરત આકરી સુણી નૈરાશ્ય નિજ નગરી પ્રતિ પાછો જાય.—

ખાવું પીવું વિસારે છે, દુઃખ ભગ્ન મનોરથી;
કંટાળીને રહે છેટો, રાજ્યના કારભારથી,
શારીર હીર સુકાય છે, મુખમાધુરી કરમાય છે,
ઉડી ગુલાબી બદનની, ફીકકું વદન દેખાય છે;
ચિતને ન ચેન જરી પડે, રસહીન જીવન થાય છે,
વિરહાતપે સંતપ્ત નૃપને દોહ્યલા દિન જાય છે.
કાબુમાં મનોવૃત્તિ, લેવા છે કોણનું ગજું;
શરો જ્યાં પુષ્પધન્વાના, વીંધે કોમળ કાળજું ?

રાજ્ઞી સચિવ, સ્વજનો, સહુ દુઃખ ધારે,
સંકષ્ટ ભૂપ ઉરમાં વસ્યું શું? વિચારે;
પૂછયે, ન પૃથ્વીપતિ મૌન્ય લગીર મૂકે,
ચાહે છતાં યુવતી ચિંતનને ન ચૂકે.—

મહર્ષિઓ મન્મથે હાર્યા, તો આ ભૂપતિ ભાર શો?
અંગે છે ભસ્મનો રાશિ, રાખથી તોય બાળતો!—

પિતુભક્ત પુત્ર પિતા દુઃખે સુખસાજ સહુ ત્યાગી રહ્યા,
નિજ તાતને સંતર્પવાના કાર્યમાં લાગી રહ્યા;
જાણી પિતાની પીડને ગાંગેય એ મહાયત્નથી,
સત્વર ખલાસી કુટિરમાં નદીતટ પળ્યા મન મગ્નથી.—
હસ્ત જોડી દ્વય મચ્છીમારને મિષ્ટ નમ્ર એ વચન કહે,
યોજનગંધાને માતાવત પિતુભવને લઈ જાવા કહે;
"મુજ પુત્રીના પુત્ર રાજ્યે અધિકાર ન પામે" માછી કહે,
"તો મુજ તનયા આપ પિતાને દેવા લેશ ન ઈચ્છા રહે."

સાંભળી વાતને બોલ્યા; વીર એ તાત વત્સલ;
"ખપે ના તખ્ત મારે છે, પ્રતિજ્ઞા નેક નિશ્ચલ."—

હસી તથાપિ વદતો જ માછી,
"ભલે તમે ગાદી કદી ન વાંછી;
પુત્રો તમારા નહિ એ સહેશે,
ભવિષ્યમાં રક્ત નદી વહેશે."—

"ભોગ ને વિલાસોની, લાલસા જરી ના મને;
આજીવ પાળવા બાધા, લઉં છું બ્રહ્મચર્યને."—

દેવો દુંદુભિ વાજતા સુમનની મંજુલ વૃષ્ટિ કરે,
દિશે દિશ દિગંતને અણુમૂલી આકાશવાણી ભરે;

"છે તારો શુભ ત્યાગ સ્તુત્ય જગમાં સત્પુત્ર! તું ધન્ય હો,
બાધા ભીષ્મ વડે ત્રિલોક ઉજાળાતાં તેં તાત! કીધાં અહો!
ગવાઈશ જગે હાવાં, ભીષ્મ નામાભિધાનથી;
સંતુષ્ટ અમરો તારા, સ્વાર્થના બલિદાનથી."—
આભારભીના નયને નૃપાલે,
સુપુત્ર ભેટે ઉરપુર વ્હાલે.
આશિષ આપે સુતને સુહર્ષે;
"સ્વાધીન તારે તુજ મૃત્યુ રહેશે."
પ્રચંડ પ્રતિજ્ઞા આ હિન્દવાસી હરેકને,
મહર્ષિ ભીષ્મની આપો એકને નેક ટેકને.—

**ચંદ્રકાન્ત મંગળજી ઓઝા**

## ૫૧. તરણાં ઓથે ડુંગર

**[ શ્રી. પ્રભુભાઈ પટેલ. ]**

તરણાં ઓથે ડુંગર રે ડુંગર એ દેખો સહી.
અજાજુથમાંહે રે સિંહ છો ઉવેખો નહિ.
મુંગાં મજૂરો મડદાં જેવાં લાત તમારી ખાય.
એ અબળાં બળવાને દહાડે તમથી મોટાં થાય.
એને ના ઉવેખોને પ્હોરો એનો આવી રહ્યો.
ગરીબડી ગોરી ને ગવરી તાણો તેમ તણાય.
એ વિફરે તો વાઘણુ જેવી તમને ફાડી ખાય.
એને........
" બેસ! બોલ ના વચ્ચે, ડાહ્યા!" ધમકાવો છો બાળ
દશ વીશ વરસે તેઓ દેશે " બેસ ડોકરા!" ગાળ.

એને........
ઘાસ તણખલાં તરણાં તોલે ફૂંકથી ઉડી જાય,
ચકમકના ચણગે ચેતી તે તમને બાળી જાય.
એને.......
અવળે વ્હેણે જોર કરીને તમે તરાવો નાવ.
ઓચિંતા ઘોડા પૂર આવે કોને કરશો રાવ ?
એને........
વાદળ એક ચ્હડે ને વરસે એ વરસીને જાય.
હેલીનાં વાદળ ઉમટે તે તમને તાણી જાય.
એને ના ઉવેખો રે, પ્હોરો એનો આવી રહ્યાં.

## પર. હવાઈ !

ગામડામાંથી ભણવા ગ્યા'તા શહેરમાં મોટાભાઈ
પરીક્ષાઓ પૂરી થઇને આવ્યાની વધાઈ;
આવ્યા આવ્યા લાવ્યા લાવ્યા, મેવા ને મીઠાઈ,
દારૂખાનુ દેખી દેખી અમે ગયાં હરખાઇ.
ઘારી બરફી સુતરફેણી પેંડા ને કણસાઈ;
ખાતાં ખાતાં હરખી હરખી હતું પડાતું ગાઈ;
નારંગી મોસંબી લાવ્યા, લાવ્યા લીલી દ્રાખ,
મોટાભાઈને લીધે મ્હારા બાપુની બહુ શાખ.
વાંદરીયાં પુલકણીયાં લાવ્યા, લાવ્યા ટેટા ટેટી.
બપોરીઆં તડતડીયાં તારામંડળ કેરી પેટી;
ચકલી લાવ્યા ઘંટી લાવ્યા ગંધકીયો પોટાશ,
હવાઇઓનું બંડલ હતું ભાઇને માટે ખાસ.

ફોડતાં કરતાં ફાવે નહિ ને બ્હેની માગે ભાગ,
ના દઈએ તો ભૂરી ભૂરી આંખે વરસે આગ;
બીજા પાસે ફોડાવીને ભાગ પોતાનો ખુએ,
બીતી બીતી હસતી હસતી છેટે રહીને જુએ!
ગામના ચોરા પાસે ઉભા મ્હારા મોટાભાઈ,
ચડપ દઈને ચાંપી દીધી લીલી એક હવાઈ;
સરસર સરસર સૂરૂર કરતી એ તો ઉંચે ચડી,
કાળીઆ કોળી કેરી ઘાસની ગંજીમાં જઈ પડી.
બીજે દહાડે અમે સહુએ ખાતા'તા દૂધપાક,
કાળીઓ કોળી ઓલવતો'તો આંસુઓથી રાખ.

—રમણિક અરાલવાળા

## ૫૩. હૈયાની હોડલી

મારી હૈયાની હોલડી નાનીઃ સાગરરાજ ધીરા વહો.
એમાં જોજો ભરાય ના પાણીઃ સાગરરાજ ધીરા વહો.
એને શઢ ને સુકાન નથી કોઇનાં રે,
મેં તો શકુનની વેળા જોઈ ના રે,
આવ્યું મનમાં ને નાવ છોડી મેલીઃ સાગરરાજ ધીરા વહો.
મારે સંગી ન સાથી કોઇ બેલીઃ સાગરરાજ ધીરા વહો.
વાય વેગે સમીર બહાર ચારે દિશે,
રાત અંધારી વાટ મને ના રે દીસે.
ધ્રુવતારાને જોઈ તોય હાંકું, સાગરરાજ ધીરા વહો.
મારે જાવાની દિશ યાદ રાખું, સાગરરાજ ધીરા વહો.

—સોમાભાઈ ભાવસાર

# ૧: રુદ્રમાળની સ્થાપના

[ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા ( સને ૧૮૩૯–૫૩ ) સત્તર વર્ષની વયે સંસારશાળાના વિદ્યાર્થી થયા. ત્યારપછી તેમણે જુદે જુદે વખતે 'ભટનું ભોપાળું', 'વીરમતી નાટક', 'કવિજીવન', 'પ્રેમાનન્દ' વગેરે ગ્રન્થો લખ્યા છે. પ્રકીર્ણ લેખો તો ઘણાજ લખ્યા છે. સ્વ. ગોવર્ધનરામભાઇએ એમના માટે વાજબી લખ્યું છે કે—

'મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં;
વ્યોમદીપ રવિનક્ષબિન્દુ, તો ઘર દીવડા નહિ ખોટાં.' ]

( વેદની ધ્વનિ ચાલી રહી છે. હજારો બ્રાહ્મણો ભરાયા છે. બધા મંડળેશ્વરો અને મંત્રીઓ બિરાજ્યા છે. શાસ્ત્રી પુરાણી જોશી વૈદ્યની સભા મળેલી છે. બારણે સેના પડેલી છે. નોબત અને બત્રીસે વાજાં વાજે છે. ઠેકાણે ઠેકાણે નૃત્ય અને હાસ્યવિનોદ થઈ રહ્યાં છે. પૂર્ણાહૂતિ અપાય છે. ધુમાડાથી સિદ્ધરાજ મહારાજની આંખ લાલ અને મોઢું તેજસ્વી થઈ રહ્યું છે. હાથમાં નાળિયેર લઈ હોમવાને ઉભા થયા છે. હોમતી વેળા જયજયકાર શબ્દ ગાજી રહ્યો છે. )

[ સ્થળ : **રાજમંદિર** ]

**૧લો મંત્રી**—મૂર્તિકાર, આ શું કીધું ? મહારાજની અને બીજા સેનાપતિઓની મૂર્તિઓ કાં પાડી ? પાડી તો ઠીક, પણ આ નમે છે કોને ? એ અમંગળ કામ કોને કહ્યે કીધું ?

**૧ મૂર્તિકાર**—મહારાજની આજ્ઞા છે.

**૧લો મંત્રી**—જુઠું બોલ મા, તારૂં અને મારૂં માથું જવાનું. અરે ! ભગવાન, મારા કયાં ભોગ લાગ્યા, કે આ કામ મેં માથે લીધું ? કોઈ બીજા અદેખા મંત્રીએ મૂર્ખ, તને દ્રવ્યના મોહમાં નાખી મારો પ્રાણ લેવાની યુક્તિ કીધી છે.

**૨જો મંત્રી**—થનાર થયું. હે મિત્ર મહારાજને જાહેર કરો.

એની દિવ્યદષ્ટિથી કાંઈ દૂર રહેવાનું નથી. આગળથી આપણે કહીએ તેજ સારૂં.

**૧લો મંત્રી**—હા ભાઈ, મને પણ એમજ લાગે છે. પણ ક્રોધ ન કરતો–તું મારા બાળપણનો મિત્ર છે ખરો, તથાપિ આ સમયે મને વિશ્વાસ પડતો નથી.

**૨જો મંત્રી**—રાજદરબારમાં બહુધા મિત્રાઈ કેવી હોય છે, તે જાણી હું તારૂં ગભરાટનું બોલવું મનમાં આણતો નથી. મારૂં કહ્યું માન, અને પછી એનું ફળ સારૂં નીપજે તો વિશ્વાસ રાખજે.

**૧લો મંત્રી**—અત્યારે હું ભયભીત થયો છું. જેમ તેમ બોલાઈ જાય છે. અરે તું તો નહિ, પણ બીજા કોઈએ મારો ઘાટ ઘડી મૂકયો છે. મહારાજે કામ મને સોંપ્યું અને પછી આવા હલકા મનુષ્યને આજ્ઞા આપે એ કેમ મનાય ?

**૨જો મંત્રી**—એમ હોય પણ ખરૂં. અને નહિ હોય, તોએ બીજો ઉપાય નથી.

**૧લો મંત્રી**—ખરી વાત.

[ જાય છે અને સિદ્ધરાજને પગે લાગે છે.]

**સિદ્ધ૦**—અમે પ્રસન્ન છીએ, તેં કામ સારૂં કીધું, ઊઠ.

[ વાંસો થાબડે છે ]

**૧લો મંત્રી**—( રડતો રડતો ) હે મહારાજ, હે પૃથ્વીપતિ, મારો અપરાધ થયો છે. તે અપરાધમાં કાંઈ બાકી નથી. તમે જીવાડો તો જ જીવું, મને અભયવચન આપો. ત્યાં લગી હું ઉઠનાર નથી, મારૂં માથું તમારે ખોળે છે, છેદવું હોય તો છેદો.

**સિદ્ધ૦**—અમારી રીત તું જાણે છે; અપરાધ જાણ્યા વિના અમે ક્ષમા કરતા નથી, તોપણ આ ઉત્સવને સમે અમે ક્રૂર થવા ઇચ્છતા નથી. જા, આ કામમાં તેં એક કોટિ રૂપીઆ લગી ખાધા હશે તો માફ છે, પણ જો મારી પ્રજામાંના કોઈ એકને કાંઇપણ દુઃખ દીધું હશે તો શૂળી તૈયાર છે. હું આવા ઢોંગ માનનાર નથી.

**૧લો મંત્રી**—મેં ખાધું તો કાંઈ નથી, અને તમારા રામ-રાજ્યમાં પ્રજાને દુઃખ દે એવો કોણ છે? પણ તમારી આજ્ઞાથી કંઈ વધારે મૂર્તિકારે કીધું છે તે જોશો ત્યારે આપ કોપાયમાન થયા વગર રહેશો નહિ.

**સિદ્ધ૦**—(હસીને) મૂર્તિકારને બોલાવો.

[ છડીદાર બોલાવે છે. ]

**૧લો મંત્રી**—મહારાજ, પેલા હનુમાનજીની પૂજા કરવા પધારો છો ત્યાંજ છે. મહારાજ, મારો કાંઈ વાંક નથી. મેં અત્યારે જ જોયું. પેલા મૂર્ખે પોતાની મેળે, મહારાજ, મને પૂછ્યા વગર કરી મૂકયું છે.

[ તે બાજુએ જાય છે. ]

**મૂર્તિ૦**—( ધ્રુજતો ધ્રૂજતો ) મહારાજ!

**સિદ્ધ૦**—આ કોની આજ્ઞાએ કીધું?

**મૂર્તિ૦**—અરે! ઓ! દયાળુ પૃથ્વીપતિ! અરે! મને કોઈ દુષ્ટ આપનું નામ દઈ ભોળવી ગયો. ( ગજવામાંથી વીંટી કહાડે છે. ) આપની મુદ્રિકા તે આપી ગયો છે. કોણ જાણે કયાંથી ચોરી લાવ્યો હશે! મહારાજ, અરે મારો અપરાધ ક્ષમા કરો.

**સિદ્ધ૦**—ગભરા મા. એ અમારી જ આજ્ઞા હતી. અમે તારા પર પ્રસન્ન છીએ; પણ ( ૧લા મંત્રીને ) તારી ભૂલ છે કે તપાસ રાખી નહિ. આતો અમારી આજ્ઞા હતી, પણ બીજું કાંઈ કરત તોએ તુંતો નહિજ જાણત કેની! આ ( વીંટી પાછી લે છે. ) જોયા પછી તારે કરવા દેવું હતું.

**મંત્રેશ્વર**—મહારાજ, એવી આજ્ઞા આપે કયારે આપી?

**સિદ્ધ૦**—પછી કહું છું. પૂજાનો સમય જાય છે. ( આરતી ઉતારી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ) હે વાયુપુત્ર! બળનિધાન!! દુખિયાના બેલી! હું તને આ રૂદ્રમાળનો રક્ષક કરૂં છું. જગતે મને સિંહનું ઉપનામ આપ્યું છે. પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ માત્ર? ચાલીસ પચાસ વર્ષનું ઘણું તો તેનું પરાક્રમ-તેમાં

તે શું કરે ! જ્યારે શત્રુનાં વાજાં અહીંયાં આવી ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ, અને હું (કોણ જાણે ?) ક્યાંએ રખડતો હોઈશ ! ત્યારે રક્ષા કોણ કરશે ? હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય તો થાય. હે દેવ, તું ત્યારે આલસ્ય કરતો નહિ—અરે ! મારૂં એટલું નામ રાખજે. હું આ દીનભાવે પ્રાર્થના કરૂં છું—અરે ! અત્યાર સુધી મેં મારી પ્રજાની રક્ષા બીજા કોઇને દેવ કે દૈત્યને સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું—એથી દીનભાવ કેવો ?

[ ઉઠે છે. ]

**મંત્રે**—મહારાજ, જોશીના કહેવા ઉપર આટલો શક કાં કરો છો ? સાચું એ પડે અને જુઠું એ પડે. એનો કાંઈ નિર્ધાર નથી.

**સિદ્ધ૦**—( ગંભીરાઈથી ) અરે મંત્રેશ્વર, એમાં જોશી શું કહેવાનો હતો ? આ જગત અનિત્ય છે એમાં શો સંદેહ ? સૂર્ય ઉગે છે, તેજ આથમે છે; પૂર્ણિમાને દિવસે વિશ્વને આનંદ પમાડે છે, તેજ ચંદ્ર કળાહીન થાય છે; માણસ જન્મે છે, તેજ મરે છે; જ્યાં મોટાં નગર વસેલાં હોય છે, ત્યાં પાણી ફરી વળે છે; આ સૃષ્ટિ નિત્ય ભાસે છે, તેનોજ પ્રલય થાય છે; અરે ! બ્રહ્મા વિષ્ણુ ને શિવ સરખા કાળને વશ થઈ નાશ પામે છે; તો અરે ! આપણા પામરના રાજ-પાટ અને આવાં દેવાલયના શા હિસાબ ?—સ્વર્ગ સરખી જગ્યા પણ નિત્ય નથી તો.

**મંત્રે**—મહારાજ, કહો છો તે ખરી જ્ઞાનવાર્તા છે; પણ એમ છેક આખરનો વિચાર શીદ કરીએ ? પ્રલયકાળની વાત આઘી મૂકીએ, તો આ સ્વર્ગ સરખા ધામથી આપનું નામ "યાવચ્ચંદ્ર દિવાકરૌ" રહેવાનું છે.

**સિદ્ધ૦**—મૂર્ખ ! એવી ગાંડી વાત મા કર. દૈવનું કારમું ચક્ર નિરંતર ફર્યાં કરે છે, અને તેને વિંટાએલા વિશ્વની સર્વ વસ્તુઓ ઉંચી નીચી થયા કરે છે. શિલાદિત્યનું વલ્લભીપુર ક્યાં છે ? બીજાં એવાં કેટલાં નગર ઉદય પામી શૂન્યમાં ભળ્યાં હશે, કે જેનાં

નામ પણ આપણે આ સમયે સાંભળ્યાં નથી ! અરે ! મંત્રેશ્વર, એક એવો દિવસ પણ આવશે, કે જ્યારે આ પાટણ શહેરને શત્રુનાં લશ્કરો પાયમાલ કરશે; સોલંકી વંશ નિર્મૂળ જશે; એક એવો સમય પણ આવશે, કે જ્યારે રજપૂતો શોધ્યા જડશે નહિ, અને જડશે તો મ્લેચ્છની સેવા કરતા; અરે ! જ્યાં રાજમંદિરો શોભે છે, ત્યાં હળ ફરશે. અને મૂર્ખ વતનીઓ વલ્લભીપુરની પેઠે આજે આપણે બેઠા છીએ એવા દેવાલયના ખવાઇ ગએલા પથરા ખોદી કહાડી (આંખમાં આંસુ ભરાઇ આવે છે;) પેટને માટે વેચવા નીકળશે—અને પૂછશો તો પાટણ કે રુદ્રમાળનું નામ સાંભળી તમારા સામું ટકટક જોયા કરશે ! તો હું કોણ માત્ર ! માટે હે મૂર્તિકાર ! તું એટલું લખ કે, "પાટણનો સોલંકી સિદ્ધરાજ જે જીવતાં કોઈને નમ્યો નથી તે પગે લાગી માગી લે છે કે હે કાળ જેને અનુકૂળ છે એવા શત્રુ, આમાંથી કાંઇ પણ રાખજે. આજ મારે ને કાલ તારે.' (મૂર્તિકારને) તું તારૂં પણ નામ લખ, રહેનાર તો પ્રભુ કરે ત્યારે.

ચાલો. હવે કાલવાળા રજપૂતને બોલાવો.

[ છડીદાર જગદેવને બોલાવે છે. ]

**નવલરામ**

પાટણથી થોડે દૂર આવેલા રૂદ્રમાળનાં ખંડેરો આજે પણ જોવામાં આવે છે, ત્યારે એ ભૂતકાલીન દિવસો કેટલા વૈભવપૂર્ણ હશે—તેની જાહોજલાલી અદ્વૈત હશે તેનો સહેજે ખ્યાલ આવી શકે છે. મંડળેશ્વરો—સામંતો બહુધા—ઘણાભાગે. હનુમાન—અંજની ને વાયુદેવના પુત્ર. બાળપણમાં સૂર્યને પાકેલું ફળ જાણી તેને પકડવા કુદકો માર્યો એટલે ઈન્દ્ર તેની જોડે લડવા માટે આવ્યા. ઈન્દ્રે તેને વજ્ર જેવું અંગ અને ચિરંજીવ થવાનો વર આપ્યો. તે બ્રહ્મચારી છે, અસાધારણ બળવાન છે અને રામચંદ્રના ચૂસ્ત ભક્ત છે. હનુમાન એટલે બ્રહ્મચર્ય, બળ, ભક્તિ અને નિઃસ્વાર્થ સેવાનો સુંદર સમુચ્ચય અને એ માનવતાનો અનુકરણીય આદર્શ, સાષ્ટાંગ દંડવત્ પ્રણામ—આઠે અંગ લાકડીની જેમ જમીન ઉપર પડીને પ્રણામ કરવા તેને. આઠ

અંગમાં–મસ્તક, આંખ, છાતી, હાથ, પગ, ઘૂંટણ, મન ને વાણીનો સમાવેશ થાય છે. બળનિધાન–બળનો ભંડાર. નિર્ધાર–નિશ્ચય. યાવત્ચંદ્રદિવાકરૌ–આ સંસ્કૃત વાક્ય છે. તેનો અર્થ જ્યાં લગી સૂર્ય ને ચન્દ્ર હયાત છે ત્યાં લગી; એટલે કે હંમેશાં. વલ્લભીપુર–આ પ્રાચીન નામ અને ગામ આજે કાઠિયાવાડમાં વળા નામે ગામ આવેલુ છે તેનાં ખંડિયેર આજે હયાત છે. તેની એક દિવસ જાહોજલાલી હતી; પરંતુ તેના નાશ માટે અનેક દંતકથાઓ છે; છતાં તેના વૈભવની મણા નહોતી એ ઈતિહાસવિદિત વાત છે.

## ૨. ચઢાઈની તૈયારી

[ 'સંક્ષિપ્ત કરણઘેલા'માંથી આ પ્રકરણ લેવામાં આવ્યું છે એક વખત રાજપૂત વીરાંગનાને શોભે એવી ત્વરાથી બીજી બધી સ્ત્રીઓ સાથે જીવતી બળી જવાની તૈયારીમાં કૌળાદેવી હતી ત્યાં દૈવસંજોગે તે પકડાઇ ગઈ. જે વ્યક્તિ માટે જેને જરાય માન ન હતું, જેના વિધર્મી આચારવિચારથી જે ધ્રૂજી ઉઠતી હતી તે કૌળારાણી ગળથૂથીના ધાવણમાં ધાવેલ હિન્દુ સંસ્કૃતિને વિસરી ગયેલી અહીં પ્રત્યક્ષ થાય છે. આ વાત આટલેથી પતતી નથી. માત્ર પુત્રીપ્રેમની ખાતર બાગલાણથી દેવળદેવીને પકડાવી મંગાવવામાં એને જરાય આંચકો લાગતો નથી. ટૂંક સમયમાં આભ જમીન જેટલો તફાવત વિચારકોને જરૂર અચબો પમાડે એમ છે. આનું કારણ શું? ]

૧. હવે આપણે દિલ્હી તરફ નજર કરીએ. એક મોગલ સરદારે દેશ ઉપર હૂમલો કીધો હતો, તેને હરાવી મૂળે ગુલામ પણ હાલ રાજાનો માનીતો થયેલો મલેક કાફૂર હમણાં જ પાછો ફર્યો હતો. આજે તે સવારી સાથે બાદશાહી દરબારમાં જતો હતો. કાફૂર હમણાં રાજ્યમાં સૌથી શ્રેષ્ટ હતો. તે બાદશાહનો એવો તો મૂછનો બાલ હતો તથા તેના મન ઉપર તેણે એટલી બધી સત્તા મેળવી હતી કે તે ચાહે તે કરી શકતો હતો. તેણે મોટામાં મોટી પદવી મેળવી હતી, પણ તે છતાં તે સુખી નહોતો. રાજાની જે પ્રીતિ તેણે સંપાદન કીધી હતી તે કાયમ રાખવાને, બાદશાહના સ્વચ્છંદી તથા ચળ સ્વભાવને લીધે જે નિરંતર ચિંતા થયા કરતી હતી તથા અમીર

ઉમરાવોને આવા નીચ ગુલામ, આવા આજકાલના ચડેલા શખસને બાદશાહ જેટલું માન આપવું પડતું હતું તેથી તેના ઉપર જે કંટાળો ક્રોધ તથા અદેખાઈ આવતી હતી અને તેને લીધે તેઓ તેની ઊંચી પદવી ઉપરથી તેને ઢોળી પાડવાને તથા તેનો અંત આણવાને પણ હજારો યુક્તિઓ કર્યા કરતા તેને અટકાવવાને તેને હમેશાં ચોકસી રાખવી પડતી. વળી તેના લોભની અને અસંતોષની વૃત્તિ ઘણી પ્રબળ થઈ ગઈ હતી. આટલી બધી વાર સુધી તેનાં ધારેલાં કામો તથા રાખેલી આશા સફળ થયાં કીધી તેથી તેની ઈચ્છાનું જોર ઘટવાને બદલે ઉલટું વધ્યું. તેના અંતઃકરણમાં લોભનો કીડો મોટો થયો અને તેનું કલેજું કોતરી ખાવા લાગ્યો. તેને હવે બાદશાહ થવાનો લોભ થયો અને તેની નજર હવે તે નિશાન ઉપર ગયા કરતી હતી, પણ બાદશાહ થતાં પહેલાં તેણે પ્રસિદ્ધ થવું જોઈએ અને કોઈ પણ પ્રકારે પરાક્રમ કરી લોકોમાં ઘણું માન મેળવવું જોઈએ; તેથી તેનામાં જે જવાહર હતું તે દુનિયાને દેખાડી આપવાને કોઈ પણ લડાઈ ઉપર ચડવાનો તેણે નિશ્ચય કર્યો.

૨. એ પ્રમાણે વિચાર કરતો કરતો કાફુર બાદશાહી મહેલમાં ગયો. તે વખતે અલાઉદ્દીન જનાનખાનામાં બેઠેલો હતો; કાફુરને બેગમોને જોવાને તથા તેઓની સાથે વાતચીત કરવાને કાંઈ હરકત નહોતી તેથી તે પણ જનાનખાનામાં ગયો.

અલાઉદ્દીન ભોજન કરવાને બેઠા હતો, તેની પાસે કૌળારાણી બેઠેલી હતી; અને તેઓ બન્ને અતિ આનંદમાં વાતચીત કરતાં હતાં. કૌળારાણીને આપણે છેલ્લી જોઈ તે કરતાં હમણાં કાંઈ બદલાઈ નહોતી. ઉલટી રજપૂતાણીનો પહેરવેશ બદલીને તેણે હમણાં પઠાણની બૈરીનો પોશાક પહેર્યો હતો તથા ઘણાં ઉમદા અને કીમતી જવાહરો પહેરેલાં હતાં તેથી તે વધારે ખૂબસુરત દેખાતી હતી. ગુજરાત છોડતી વખતે તેને જે દુઃખ થયું હતું તે ધીમે ધીમે ઘસાઈ ગયું હતું. દુઃખનું ઓસડ જે દહાડા, તેણે તેના મન ઉપર મોટો ફેરફાર કર્યો

હતો અને ટેવ જે માણસને હરેક સ્થિતિ સાથે અનુકૂળ કરી આપે છે તેણે હવે તેની મદદે આવીને તેને તેની આ નવી અવસ્થાની સાથે સમાધાન કરાવ્યું હતું. એટલા ઉપરથી કોઈએ એમ ધારવું ન જોઈએ કે તેનું આગલું દુઃખ ખોટું હતું તથા તેણે જે વિલાપ કીધો તે ઢોંગ હતો. માણસને જ્યારે દુઃખ પડે છે ત્યારે ખરેખરી દિલગીરી થાય છે, પણ પરમેશ્વરે દુઃખી માણસ ઉપર દયા લાવી તેનું મન એવું તો સ્થિતિસ્થાપક કીધેલું છે કે થોડી મુદ્દત સુધી ઘણામાં ઘણો સંતાપ ભોગવી કેટલીએક વાર પછી આશાની સહાયતાથી તે પોતાની અસલ સ્થિતિ ઉપર આવી જાય છે. જો પરમ દયાળુ ઈશ્વરે એમ કીધું ન હોત, જો માણસનું દુઃખ વખત જવાથી નરમ પડયું ન હોત, તો તે ખરેખરો દુઃખી, અભાગિયો થઈ પડત, તેની આખી આવરદા દિલગીરીમાં જ જાત અને તેથી દુનિયાનો ઘણી ટૂંકી મુદ્દત ઉપર અંત આવ્યો હોત. અગર જો કેટલાએકનું મન એવું જડ હોય છે કે તેમાં દિલગીરી જડમૂળ ઘાલીને વસે છે તેથી તેઓ દેહત્યાગ કરે છે; તોપણ એવા થોડા છે. તેઓ જગતના નિયમથી બહાર છે. કૌળાદેવી તેવી નહોતી, માટે તેને ઠપકો દેવો એ અયોગ્ય ગણાય.

૩. કાફુરે કેટલીએક વાત કીધા પછી ખંડિયા રાજાઓનો વિષય કાઢ્યો અને દેવગઢનો રાજા રામદેવ પોતાના સામર્થ્ય ઉપર ભરોંસો રાખીને ત્રણ વર્ષથી ખંડણી આપતો ન હોતો, તેને સજા કરવા લશ્કર સાથે પોતાને મોકલવા માગણી કીધી. બાદશાહ લડાઈની વાત સાભળી જાગ્રત થઈ જતો; તેની નસોમાં લોહી વધારે જુસ્સાથી વહેતું તથા તેમાં ઝંપલાવી પડવાને તે તુરત તૈયાર થઈ જતો. પોતાના માનીતા કાફુરની કોઈ પણ નજીવી અરજ તે કદી નામંજૂર કરતો ન હતો, તે આવી મોટી તથા તેને ગમતી વાત શી રીતે ના પસંદ કરે? તેને લડાઈમાં જાતે જવાની મરજી થઈ, પણ કાફુરના કાલાવાલા ઉપરથી તેણે તે વિચાર છોડી દીધો અને તેને મોકલવાને કબૂલ કીધું.

૪. કૌળાદેવીએ જ્યારે આ વાત સાંભળી અને દેવગઢ તથા રામદેવનાં નામ તેને કાને પડયાં ત્યારે તેનું આગલું સઘળું યાદ આવ્યું, અને તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેનો આગલો ધણી કરણ બાગલાણમાં છે એવી ખબર હતી; તેની મોટી છોકરી કનકદેવી મરી ગઇ તે પણ તે જાણતી હતી અને તેની નાની છોકરી દેવળદેવી તેની પાસે છે એમ તેને માલમ હતું. બૈરાંને છોકરાં પોતાની પાસે રાખવાં ઘણાં ગમે છે, તે પ્રમાણે કૌળાદેવીને પોતાની મોટી થયેલી છોકરીને બોલાવવાનું મન થયું. દેવળદેવીને વાસ્તે તેને જે પ્યાર હતો તેથી તે એવી તો આંધળી થઈ ગઇ કે તેને બોલાવવાથી તેના ભર્તા કરણને જે દુ:ખ થશે તે આ વખતે તે ભૂલી ગઈ. તેણે અલાઉદ્દીનને વિનંતિ કીધી કે જ્યારે કાફુર દેવગઢ જાય છે, ત્યારે બાગલાણથી દેવળદેવીને લાવવાને તેને હુકમ આપવો. પોતાની વહાલી રાણીને ખુશ કરવાને તેણે કાફુરને દેવળદેવીને લાવવાનો હુકમ કીધો. કાફુરે એ હુકમ માથે ચઢાવ્યો; અને તેને ન લાવું તો મારૂં માથું આપવું એવું વચન આપ્યું.

૫. બીજે દહાડે એક મોટો દરબાર ભરી બાદશાહે કાફુરને મોટો સિરપાવ તથા ખિલઅત આપ્યાં, અને હવે પછી તેને નાયબ મલેક કાફુર કહેવો તથા સઘળા અમીર ઉમરાવોએ તેને પોતાના જેટલુંજ માન આપવું એવો હુકમ કીધો. થોડા દહાડામાં એક લાખ માણસનું લશ્કર તૈયાર થયું. તે લશ્કર કાફુરની સરદારી તળે ઈ. સ. ૧૩૦૫ માં દક્ષિણ દેશ જીતવાને નીકળ્યું.

## ૩. જ્ઞાતિબન્ધનની બેડીઓ

[સ્વ. સર રમણભાઇ મહિપતરામ નીલકંઠ (સને ૧૮૬૮–૧૯૨૮) પિતાના સંસ્કાર અને સંસ્કારી વાતાવરણની અસર નીચે પિતાનો ભાર ઓછો કરવા 'જ્ઞાનસુધા'નું તંત્ર લઇ તેમની વકીલાતની પ્રવૃતિ ઉપરાંત પણ સાહિત્ય સેવા આદરી. એમણે 'ભદ્રંભદ્ર', 'હાસ્યમન્દિર', 'કવિતા અને સાહિત્ય', 'રાઇનો પર્વત' એમ વિવિધ દિશામાં એમની શક્તિનો પરિચય કરાવ્યો છે.

તેઓ સને ૧૯૦૫માં ભરાયલી પ્રથમ સાહિત્ય પરિષદ્‌ના સ્વાગત સમિતિના અધ્યક્ષ અને આઠમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ હતા. ગાંધીજીએ કહ્યું છે, તેમ 'રમણભાઇ એટલે છેલ્લાં પચાસ વર્ષના ગૂજરાતનો ઇતિહાસ' અને રા. કૃષ્ણલાલ ઝવેરી લખે છે, તેમ 'ઉપરથી ગંભીર દેખાતા રમણભાઇ હાસ્યના ટુચકાઓથી હસાવતા']

**( સ્થળ: કનકપુરની કચેરી )**

**કોટવાળ**—ભગવન્તને નમસ્કાર કરૂં છું.

**કલ્યાણકામ**—કોટવાળજી! આ માણસનો શો અપરાધ છે?

**કોટવાળ**—આ બન્ને શખસો રાજમાર્ગ ઉપર ગાળાગાળી અને મારામારી કરતા હતા. તેમની મદદે તેમના પક્ષનાં માણસો આવ્યા, રસ્તામાં બહુ તોફાન થયું. સિપાઇઓએ તેમને રોકયા પણ માન્યું નહિ, અને ઉલ્ટા સિપાઇઓને મારવા ધસ્યા.

**કલ્યાણકામ**—( પકડાએલા માણસોને ) તમને ઘેર અણગમો થતો હોય તોપણ તુરંગમાં જવા શા માટે આતુર થાઓ છો? જાત્રાએ જાઓ.

**પહેલો માણસ**—ભગવન્ત! તુરંગમાં જવા જેવું મેં કાંઈ કૃત્ય કર્યું નથી.

**બીજો માણસ**—ભગવન્ત! એ તુરંગમાં જવાને પાત્ર છે. હું નિર્દોષ છું.

**કલ્યાણકામ**—જે નિર્દોષતા દરબારમાં આવી ધારણ કરો છો તે ઘેર ધારણ કરી હોત તો કોટવાલજીને આટલી મહેનત પડત નહિ. તમારા વચ્ચે કલહ શાથી થયો?

**બીજો માણસ**—ભગવન્ત! આ માણસ મારો ગોર છે; હું એનો યજમાન છું. મારી દીકરી માટે સારો વર ખોળી લાવવવા મેં એને પરગામ મોકલ્યો હતો. એ મારો વંશપરંપરાનો ગોર છે. મારી તરફથી સારી રીતે દાનદક્ષિણા એને મળે છે. તે છતાં મારી નવ વર્ષની બાળકીનું વેવીશાળ એંસી વર્ષના ઘરડા

ડોસા સાથે કરી આવ્યા છે. ડોસાના પૈસા ખાઇને મારી દીકરીનો ભવ બગાડયો છે.

**કલ્યાણકામ**—ભવ બગાડ્યો શાનો! તું વેવીશાળ રદ કર.

**બીજો માણસ**—ગોર ચાંલ્લો કરી આવ્યા પછી વેવીશાળ કાંઈ તોડાય?

**કલ્યાણકામ**—અન્યાયનાં બંધન છોડી ન નખાય?

**બીજો માણસ**—ભગવન્ત! નાતની રૂઢિ પડી તે શું કરીએ? અમારી નાતમાં વેવીશાળ કોઇ કારણથી તોડાતાં નથીં, કોઇ તોડે તો નાતવાળા ન્યાત બહાર મૂકે, અને કન્યાને બીજો કોઇ લે નહિ.

**કલ્યાણકામ**—યોગ્ય આયોગ્યનો નાત વિચાર નહિ કરે?

**બીજો માણસ**—નાત તે વળી એવો વિચાર કરે ભગવન્ત?

**કલ્યાણકામ**—નાત સત્ અસત્ પણ જુએ નહિ?

**બીજો માણસ**—શી રીતે જુએ?

**કલ્યાણકામ**—(પહેલા માણસને) ભૂદેવ! તમે કન્યાના પિતા તુલ્ય અને બિચારી કન્યાને કુવામાં કેમ નાખી આવ્યા?

**પહેલો માણસ**—ભગવન્ત! કુવામાં નથી નાખી. વર તો શ્રીમન્ત છે, બીજવર છે એટલે ઉમ્મર તો સહેજ વધારે હોય, પણ કન્યા બેઠી બેઠી રોટલો ખાશે, અને પરદેશથી વૈદ્યરાજ આવ્યા છે. તે મહારાજ પર્વતરાયને ઉપચાર કરી રહે પછી એ વૈદ્યને રાખી એજ ઉપચાર આ વર કરશે તો એ પણ જુવાન થઈ જશે.

**બીજો માણસ**—ભગવન્ત! આ ગોરે એવું કહ્યું તેથીજ લડાઈ થઇ. મેં ગોરને કહ્યું કે તેમને ડોસાએ પૈસા આપ્યા છે, તેના ચાર ભાગ કરો. એક ભાગ તમે રાખો, અને ત્રણ ભાગ મને આપો કે તેમાંથી એક ભાગ ડોસાને જુવાન કરવામાં ખરચીએ, અને બાકીના બે ભાગ મારે ઘડપણમાં ગુજરાન માટે ચાલે. મેં પૈસા

માગ્યા ત્યારે ગોર સામી ગાળો દેવા લાગ્યો. આથી લોકો ભરાઈ ગયા અને હો હો થઇ ગઇ.

**પહેલો માણસ**—ભગવન્ત ! મારા પૈસામાંથી હું શાનો ભાગ આપું ? મેં તો કારજ કરી આપ્યું. વરને જુવાન થવું હોય તો વર પૈસા ખરચે અને કન્યાના બાપને નાણાં જોઇતાં હોય તો વર પાસે કઢાવે.

**બીજો માણસ**—ડોસાની પહેલી વારની બાયડીના છોકરા છે તે હવે એક બદામ આપવા દે તેમ નથી.

**કલ્યાણકામ**—કોટવાળજી અત્યારે અમારા ચિત્તને બહુ ક્ષોભ થયો છે. કાલે આ માણસોને હાજર કરજો. એમના બન્ધન કાઢી નાખજો. એમના દુરાચરણે એમને બાંધ્યા છે તે બસ છે.

**કોટવાળ**—જેવી આજ્ઞા.

(રાઇનો પર્વત) રમણભાઈ મહીપતરામ નીલકંઠ

તુરંગ-કેદખાનું કલહ-કંકાસ. ભવ-આખી જીંદગી. અન્યાયનાં બન્ધન-જે વિવાહ કે સગપણ અસમાન હોય તે બીજાએ કે પોતે કર્યાં હોય તો પણ તે સંબંધ અન્યાયી હોઇ તે ટકવાં ન જોઇએ, એવો અહીં અર્થ છે. અત્યારે જ્ઞાતિની વાસ્તવિક સ્થિતિ એવી છે કે એમાંથી છૂટવાનું મહા મુશ્કેલ છે એને એથીજ 'કોઇ તોડે તો નાતવાળા નાતબહાર મૂકે' એમ બોલે છે. સત્-અસત્-ખરૂં ખોટું, વાજબી, અવાજબી. પરદેશથી વૈદ્યરાજ...જુવાન થઇ જશે-કન્યાઓ માટે વરની પસંદગીમાં કઇ દૃષ્ટિ રખાય છે તે આ ઉપરથી સમજાય છે. ક્ષોભ-ઉકળાટ. દુરાચરણ-અસદ્‌વર્તન.

## ૪. રાણકદેવી

[ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી (જન્મ સન ૧૮૮૭) જાતે ભાર્ગવ બ્રાહ્મણ ને ભરૂચના વતની છે. એઓ નવલકથાકાર અને નાટકકાર હોવાની સાથે એક સુંદર વક્તા પણ છે. તેઓ એક વખત ' નવજીવન અને સત્ય ' તેમ ' યંગ ઇંડિયા ' સાપ્તાહિકના સહતંત્રી નિમાયલા. એમની ખ્યાતિ "ગુજરાત"ના તંત્રી તરીકે વિશેષ જાણીતી છે. સને ૧૯૨૨માં મુંબાઈમાં સાહિત્યસંસદ્ સ્થાપી તેની મારફત આઠમી સાહિત્ય પરિષદ્ તેમણે નોતરી હતી.

જૂની પ્રણાલિકાભંગ કરી શ્રીમતી લીલાવતી સાથે તેમણે લગ્ન કર્યું હતું. સત્યાગ્રહમાં પણ ભાગ લેઈ જેલ ભોગવેલી છે. તેમના ૧૩ ઉપરાન્તના ગ્રન્થો છે. તેમાં 'ગૂજરાતનો નાથ', 'પૃથિવી વલ્લભ', 'કોનો વાંક', 'રાજાધિરાજ', 'સ્વપ્નદ્રષ્ટા', 'ભગવાન કૌટિલ્ય', 'કાકાની શશી' 'વેરની વસુલાત' વગેરે સુવિખ્યાત છે.

આ પ્રકરણ 'ગૂજરાતનો નાથ'માંથી લીધું છે. એનું વસ્તુ બહુ સાદૃ છે. પાટણના નરેશ જયસિંહદેવને રાણકદેવી ઉપર પ્રીતિ હતી; તેઓ એને પરણવા ચાહતા હતા. પરંતુ એટલામાં જૂનાગઢનો રા'ખેંગાર એને પરણી જાય છે. આથી જયસિંહદેવને રા'ખેંગાર સાથે વેર બંધાય છે. તેઓ જૂનાગઢ ઉપર હલ્લો કરે છે, આખરે રા'ખેંગાર હારે છે ને રણમાં પડે છે. પછી જયસિંહદેવ રાણકદેવી પાસે જઈને તેના હાથની માગણી કરે છે. પતિભક્ત સતી કોઈ દિવસ કબૂલ થાય? એની ના છતાં જયસિંહ એને ઉપાડી જવા પ્રયત્ન કરે છે. એને રોકનાર રાણકના બે નાદાન પુત્રોનું ખૂન કરવાની પણ તેઓ મૂર્ખાઈ કરે છે. આખરે વઢવાણ પાસે જયસિંહદેવના અમાત્યો અને માતા તેમને પકડી પાડે છે. તેમને સતીને હેરાન કરતાં વારે છે. અહીં ભોગાવાને તીરે રાણક સતી થાય છે. આ પ્રકરણ વાંચતાં આપણને તેની નિશ્ચલ પતિભક્તિનો ખ્યાલ આવે છે.]

મોડી રાતે મીનળબાની સ્વારી વઢવાણ પહોંચી અને વાજતે ગાજતે રાજગઢમાં પેઠી.

સાંઢણી પરથી ઉતરી મીનળદેવી રાણકદેવી પાસે ગયાં. મીનળબાને રા'ખેંગાર પર ગમે તેટલું વેર હોય, અને પોતાના પુત્રને છોડી રા'ને પરણવા માટે રાણક પર ગમે તેટલો દ્વેષ હોય તો પણ અત્યારે પડેલા વેરીની વિધવાને યોગ્ય માન આપવાને તે તૈયાર થયાં. તે પોતાના પુત્રની સ્ત્રીઘેલછાને સારી રીતે પીછાનતાં હતાં. અને તેને તેની ગેરવર્તણુક માટે પશ્ચાતાપ થતો હતો.

તે અને રાણી, રાણકદેવી પાસે ગયાં અને "જય અંબે!" ગણગણતી સતીને પગે લાગ્યાં. રાણકની આંખમાં દૈવી તટસ્થતા આવી ગઈ હતી.

"અંબા ભવાની તમારું ભલું કરે!" સતીએ દુશ્મનની મા અને સ્ત્રીને આશીર્વાદ આપ્યો: "મીનળદેવી! મારા રા'ને લાવ્યાં છો?" તેની આંખ સુકાઈ ગઈ હતી.

"હા. માથું આણ્યું છે."

રાણકે નીસાસો મુકચો.

"કાલે સવારે મારે સતી થવું છે."

"જેવી સતીની આજ્ઞા."

"મારા રા'ને અહીં મોકલાવો."

"માના લાવ તો." મીનળદેવીએ અનુચરને આજ્ઞા કરી. અનુચર શાલમાં વીંટેલું રા'નું માથું લઇ આવ્યો. એકદમ તે ઉભી થઈને આગળ આવી અનુચર પાસેથી માથું લઈ લીધું.

રાણકે માથું પોતાના હાથમાં-જાણે કપડામાં વીંટાએલું નાનકડું બાળક હોય તેમ રાખ્યું ને ધીમેથી, અનિર્વાચ્ય મૃદુતાથી ઉપરનો છેડો ખસેડ્યો—

"મારા રા'"-રાણકનો અશ્રુપૂર્ણ અવાજ આવ્યો. તેની આંખમાં આંસુ નહોતાં.

તે થોડીવાર ધવાયેલા રા'ના મુખ તરફ જોઈ રહી; ને ઘણાજ હેતથી ખરડાયેલા કપાળ પર આવેલાં જૂલ્ફાં ઉંચાં કર્યાં.

ધીમેથી તે હસી. મ્લાન વદને "મારા રા'! મારા સોરઠના ધણી હું! આવી" કહી તેણે પતિનું મસ્તક છાતી સાથે ચાંપ્યું.

મીનળદેવી ને લીલાદેવીની આંખો ભીની થઈ ગઈ. રાણકે રા'નું માથું પાટલા પર મુકયું. "મને ઘીનો દીવો કરવો છે."

"હા હમણાં મોકલાવું." કહી મીનળબા ઊઠચાં. અને બંને પટ્ટણી રાણીઓ ત્યાંથી ચાલી ગઈ.

થોડી વારે બે ઘીના દીવા રા'ના માથા આગળ મૂકી રાણક તેની સામે બેઠી ને તેની સામે એકચિત્તે જોઈ રહી. તેની આંખોમાં કૈં કૈં ભાવ આવ્યા ને ગયા.

તે થોડી થોડી વારે "મારા રા'" સિવાય બીજો શબ્દ ઉચ્ચારતી નહીં. રાત ધીમે ધીમે જવા માંડી.

પહો ફાટયો તોપણ રાણક ત્યાંની ત્યાં જ રહી હતી.

સવાર પડતાં પહેલાં આખું વઢવાણ ગામ ઘર બહાર નીકળ્યું, પુરૂષો ને સ્ત્રીઓ ખેંગારની રાણી સતી થતી હતી તેને પૂજવા કંકુને ફુલ લઇ બહાર પડયાં. રસ્તે લોકોની ઠઠ માતી ન હોતી. અને બધાં ભોગાવાને તીરે સ્મશાન તરફ જતાં હતાં. ડંકા ને શરણાઇના અવાજ ગાજી રહ્યા. ઘોડેસ્વાર અને પાળાની સ્વારી ચાલી. આખા ગામમાં 'જય અંબે, જય અંબે' ની ઘોષણા ગાજી રહી.

સૂર્યોદય થતાં રાજગઢમાંથી સ્મશાનીઆઓ નીકળ્યા. ઠાઠડી પર ફૂલોના ઢગમાં ખેંગારનું માથું મુકયું હતું. અને ચારે તરફ જરીનો શણગાર મુકયો હતો. સ્મશાનીઆઓમાં દુઃખી દેખાતા મહારાજાધિરાજ જયસિંહદેવ ને મહાઅમાત્ય મુંજાલને લોકો જોઇ રહ્યા.

પાછળ સતી રાણક 'જય અંબે' ઉચ્ચારતી આવી. તેની પાછળ રાજ્યમાતા ને રાણી અને બીજી સ્ત્રીઓ હતી.

સતી જ્યાં જતી ત્યાં હજારો માણસો 'જય અંબે' ઉચ્ચારતાં કંકુ ઉછાળતાં ને ફુલ વેરતાં, 'સતી માતાનો જય' એ અવાજો સંભળાવતાં રસ્તામાં બે તરફ ઉભેલાં સ્ત્રી પુરૂષો સતી પાસે આવતાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં ને આશીર્વાદની યાચના કરતાં. વઢવાણનો રાજ્યમાર્ગ સતીના પાદસ્પર્શથી કચરાયેલાં પુષ્પો વડે સોહાઈ રહ્યો.

બધા સ્મશાનીઆઓ ભોગાવાને તીર આવ્યાં. સૈનિકો ચારે તરફ ઉભા રહ્યા, વચ્ચે ડાઘુઓ ને સ્ત્રીઓ ઉભી રહી. બધાંની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

ચિતા ખડકાઈ ગઈ હતી ને ધીમેથી, નિડરતાથી રાણક તેના

પર ચઢી, તેના મુખ પર આનંદ છવાઈ રહ્યો હતો. બ્રાહ્મણે તેને લલાટે કંકુ કર્યું, પાસે શ્રીફલ મૂક્યાં ને રા'નું માથું આપ્યું.

"ખમ્મા મારા રા'ને" કહી રાણકે પતિનું માથું લઈ, હેતથી ખોળા પર મુકયું ને 'જય અંબે, તે બોલી.

જયસિંહદેવે આગ મુકી ને ડંકા, શરણાઈ ને તુરીના અવાજે ગગન ભેદાઇ ગયાં. ચારે તરફ ગુલાલ ને કંકુએ વાતાવરણ લાલ કરી મુકયું.

"જય અંબે, સતી માતાનો જય" એ ઘોષણા થયા જ કરી. ચિતાની ચારે પાસે કંકુ અને ગલાલ ઉછળી રહ્યાં. વૈશ્વાનર લાકડે લાકડે કુદ્યો—એક મહાન્ જ્વાળા ભભુકી ને રાણકના વાળ જળી ઉઠયા.

ચારે તરફ તુમુલ નાદ થયો. ચારે તરફ વાતાવરણ કંકુમય થઇ રહ્યું. એક 'જય અંબે' ની બૂમ, એક ચીસ આ ઘોંઘાટમાં સંભળાઇ ન સંભળાઈ અને સતી રાણક દેહ છોડી રા'ની સાથે જઈ વસી.

અને ભોગાવા આ સતીની ભક્તિની પરમ કસોટી જોઈ રહી.

**સમજુતી:**—'**મીનળ** બા'–**જયસિંહદેવની** માતા; 'તે અને રાણી' **મીનળ** બા અને **જયસિંહદેવની** રાણી, **લીલાદેવી**. 'દૈવી તટસ્થતા'–મિત્રો અને શત્રુઓ ઉપર સમાન દૃષ્ટિએ જોવાની, દેવતાઓમાં જ નજરે પડે એવી વૃત્તિ. 'અનિર્વાચ્ય મૃદુતા,–વર્ણવી ન શકાય એટલી કોમળતા, નરમાશ. **રા'ખેંગાર** માટેનો **રાણકનો** પ્રેમ કેટલો અદભુત હતો એ આ ઉપરથી જણાય છે.

---

## ૫. એક સાધારણ અનુભવ

રઘુનંદન અને હું દીલોજાન દોસ્ત હતા. બાલપણમાં અમારો વિદ્યાભ્યાસ સાથે થયો હતો. એટલુંજ નહિ, પણ દરેક જાતની ભવિષ્યની આશાઓના મોટા બુરજો જે અમે ચણતા તેમાં પણ અહર્નિશ અમે સાથીઓ હતા. કોલેજમાં શીખતા બીનઅનુભવી યુવકોની સ્વચ્છંદ કલ્પનાથી અમે અનેક જાતના વિચાર કરતા. વિશ્વવ્યાપક હિલચાલોના અગ્રગણ્ય નેતા થવાની શક્તિ અમારામાં

છે એમ માનતા; પ્રલયકાળના સમુદ્ર તરંગ જેવો લ્યુથરનો આત્મા કે બુદ્ધિનો ઉત્સાહ અમારો છે એમ ધારતા; અને એ બધી શક્તિઓને દુનિઆની ઉન્નતિ માટે ઉપયોગમાં લાવવા દૃઢ નિશ્ચયો કરતા. તેમાં મારા કરતાં રઘુનંદનમાં ટાપટીપ વધારે—જીભ જરા વધારે સબળ, એટલે એ કયી ઉચ્ચ શ્રેણીએ પહોંચશે તેનો મને ખ્યાલ ન્હોતો આવતો. ઘડીમાં એમ લાગતું કે તે ધાર્મિક સુધારક થઈ સત્યને માટે ઈસુ ખ્રિસ્તના કારમા મૃત્યુની મહત્તા પામશે; ઘડીમાં લાગતું કે દેશઝનુનમાં જાન ઝંપલાવી કોઈ નરરત્ન વીર થશે; ઘડીમાં એમ થતું કે સુરેન્દ્રનાથ સમું અપ્રતિમ વક્તૃત્વ કેળવી દેશની ચારે દિશા ધગધગતા શબ્દાંગારોની પુરશે.

પછી એ મુંબઈ આવ્યો. પૈસાની કંઈક ખોટ હોવાથી એક અંગ્રેજી નિશાળમાં ચાલીસ રૂપીઆના માસ્તરની જીંદગીમાં મારૂં તો મનોરાજ્ય મારે વિરામવું પડ્યું. રઘુનંદને અભ્યાસ જારી રાખ્યો. અમારો પત્રવ્યવહાર નિરંતર ચાલ્યા જ કરતો. અને ભલે હું નહિ તો મારો મિત્ર પણ બાલપણનાં સ્વપ્નો મૂર્તિમંત કરશે એમ માની સંતોષ લેતો.

વરસેક દિવસે અમે મળ્યા. જરાક મને ખેદ થયો. મેં ધાર્યું હતું કે રઘુનંદનના નિર્મળ હૃદયની સ્વચ્છતા પર કદી જરા પણ ઝાંખ વળશે જ નહિ, પણ તેની રીતભાતથી મને અચંબો થયો. અંતરના ઉલ્લાસ કરતાં કૃત્રિમ રીતભાત તેનામાં વધારે દેખાઈ. હેત અને ઉત્સાહના નિર્મળ ઝરણમાં દુનીઆદારીનો કીચડ વધારે ઠરતો લાગ્યો. મેં એવા વિચારો મનમાંથી કાઢી નાંખ્યા; વખતે મારા નિરીક્ષણમાં ભુલ હોય. મેં જુના સ્વપ્નોની વાત છોડી, થોડોક તેમાં તેણે રસ લીધો–પણ વધારે રસ તો મુંબઈની મઝા ત્યાંના નાટકો અને ત્યાંની ફેશનમાં એ લેતો હોય એમ લાગ્યું. અમારી મોટી આશાઓની અટારીઓમાં એણે કંઈ ફેરફાર કર્યો હોય એમ દેખાયું, છતાં તેનામાં મારી શ્રદ્ધા અડગ રહી. સ્થૂલ સુખોને ઈષ્ટ માનનાર

પાશ્ચાત્ય સંસ્કૃતિના અલબેલા બજાર જેવા મુંબાઈના વાતાવરણથી વખત છે ને જરા માનસિક ફેરફાર થાય એ સ્વાભાવિક હતું. મારા સ્નેહને લીધે મેં તેનામાં સ્પષ્ટ દેખાઈ આવતા અધઃપતન તરફ આંખ આડા કાન કર્યા.

રઘુનંદન અને એક સુશીલ બાલિકા વચ્ચે કૈંક પ્રીતિ હતી. તે તેના ગુણો વિશે હંમેશ પત્રમાં લખતો અને જતે દહાડે તેની સાથે જ તે પરણશે એમ મેં ધાર્યું હતું, પણ તે છોકરીના બાપની સ્થિતિ સારી ન હોવાથી હાલ પરણવાનું મોકુફ રાખ્યું હતું એમ મને કહેવામાં આવ્યું હતું. બે એક મહિના પછી મારા પર પત્ર આવ્યો કે રઘુનંદને એક શ્રીમંતની છોકરી સાથે વિવાહ કર્યો છે. મેં પહેલાં માન્યું નહીં. રઘુનંદનને લખ્યું પણ તેણે કૈં જવાબ વાળ્યો નહીં. રઘુનંદન જેવો ઉંચી ભાવનાવાળો માણસ એક સ્નેહલગ્ને પોતાની કરેલી પ્રિયતમાને છોડી બીજીને પરણે એ મારા માનવામાં આવ્યું નહિ. એ અરસામાં મારે મુંબઈ જવાનું થયું. હંમેશ પત્ર લખતાં જ રઘુનંદન દોડતો સ્ટેશન પર આવતો; આ વખતે એ મારા ગયા પછી પણ એક દિવસ સુધી આવ્યો નહીં. મારા મનમાં અનેક વહેમ ઉત્પન્ન થયા. મારૂં હૃદય ઘણું દુઃખાયું; રઘુનંદનની ભવિષ્યની મહત્તા અને દેશોપયોગિતા પર મારી એટલી શ્રદ્ધા હતી કે એનું અધઃપતન જો થાય તો દેશને અને સમાજને કારી ઘા લાગે એમ હું માનતો હતો.

દોઢ દિવસે ભાઈસાહેબ જણાયા. વિલાયતની ફેશન અને મોંઘા-વસ્ત્રોમાં દીપતા રઘુનંદનને જોઈને મને આશ્ચર્ય લાગ્યું. સાદું જીવન અને ઉચ્ચ વિચારની પવિત્ર ભાવનાના સાધકને આટલો દમામ શો ? સાહેબ બેઠા. ઉંચી સોસાયટીની કહેવાતી ચાલાકીથી થોડો વખત આમ તેમ વાતો કરી. મારાથી ન રહેવાયું. પુછ્યું. " હા, ફલાણા શેઠીયાની એકની એક છોકરી સાથે મારાં લગ્ન આવતે મહીને થશે." આંગળી પર વીંટીનું ઝળકતું નંગ ઉપર આણતાં તેણે કહ્યું " તારે

પણ આજે આવવું પડશે વાલકેશ્વર. તારી ઓળખાણ કરાવશું" વાત છુપાવી અતડાપણું દર્શાવી, કરેલો મિત્રદ્રોહ—ગરીબ માબાપની નિરાધાર છોકરીને દગો દઈ વહોરેલો પ્રેમદ્રોહ—પૈસાની લાલચમાં સ્વીકારેલા નવા સંબંધમાં તેમજ ફેશનમાં ડુબી અંતરનું કરેલું આચ્છાદન અને આત્મદ્રોહ. આ સઘળું મેં જોયું અને શરમાયા વિના આટલી નફ્ટાઈમાં તેને નાચતો જોઈ મને તિરસ્કાર આવ્યો. આ રઘુનન્દન! તેને મેં ઉધડો લીધો. કલાક સુધી મેં કહેવાય તેટલું તેને કહ્યું. તિરસ્કારનો આખો શબ્દકોષ ઠાલવ્યો, પણ તેણે હાસ્ય જ કર્યું.

આખરે તેણે જવાબ દીધો: "જો ભાઈ! એ બધાં આપણાં સ્વપ્નો હતાં, પણ આપણામાં કાંઈ લ્યુથર કે શંકરની પ્રતિભા છે? આપણે અલ્પ શક્તિવાળા છીએ. તે છતાં પણ જો આપણી પાસે સારો પૈસો હોય તો આપણે કંઈક અંશે તેનો સદુપયોગ કરીએ, તેનાથી દેશનું ભલું કરીએ. એકલાં ભાષણ કરતાં પૈસાનો ત્યાગ કરી દેશસેવા કરવામાં વધારે શોભા છે. તું જો જરા થોભ. મન થોડું મારવું તો પડે, છતાં આપણે એનાથી કેટલો લાભ જનસમાજને આપી શકીએ!" આ ખ્યાલ જરા હલકો હતો પણ ઠીક દેખાતો. મને થયું કે રઘુનંદન હજી કંઈ કરશે. લક્ષાધિપતિ થઈ ઉચ્ચ ત્યાગનો દાખલો બેસાડી, લક્ષ્મી અને સરસ્વતી બન્નેને પ્રસન્ન કરી ખરેખર એની ભાવનાઓ થોડેક અંશે પુરી પાડશે.

થોડે વખતે રઘુનંદન ધામધુમ સાથે પરણ્યો. સાંભળ્યા પ્રમાણે છ મહીને એણે તરછોડેલી પ્રિયતમા વિરહથી રીબાઇ સ્વધામ ગઈ. તે વખતે રઘુનંદન મહાબ્લેશ્વરમાં મોજ માણતો હતો. નવી સ્ત્રીના સઘન સ્નેહમાં નિર્ધન અભાગણીના અકાલ મરણની કૈં લાગણી થાય? કાગળ વાંચી કચરાની ટોપલીમાં તેને વિસર્જન કરી, પત્ની સાથે ટેનીસ રમવા રઘુનંદન ચાલ્યો.

ત્યારપછી ત્રણ વર્ષે હું મુંબાઈ આવ્યો. મારે માટે મોટર હાજર થઈ હતી. અખુટ પૈસાના વિલાસમાં લહેર કરવાનો અનુભવ

મને નવો હતો. ઝપાટાબંધ અમે વાલકેશ્વર ગયા; માણસોએ આવી મારે માટે રાખેલો ઓરડો દેખાડયો. આખા મકાનનો વૈભવ રાજાઓનો ગર્વ ઉતારે તેમ હતો. જો ફક્ત બંગલાનો નકામો સરસામાન વેચી પૈસા એકઠા કર્યાં હોત તો પણ ત્રીજી સાલના દુકાળમાં એક પણ જીવ કે ઢોર મરવા પામતે નહિ! એક જીવ જે કાઠીઆવાડમાં ફુટી બદામને અભાવે અન્નજલ વિના તરફડીયાં મારતો મરણ પથારીમાં પડયો હતો તેનાથી એ વધારે નાપાક જીવને ખુશ રાખવા, તેની લિપ્સા સંતોષવા કેટલો ખરચ? કેટલી મહેનત? કેટલી ખુશામત?

પછી રઘુનંદનને હું મળ્યો—મારા વિદ્વાન બાળ સ્નેહીની માનસિક ઉત્સાહથી ચમકતી આંખો, ઉંચી અભિલાષાથી ધ્રુજતો શબ્દ, અભ્યાસના ગૌરવથી ઓપતું કપાળ, એ બધાની જગ્યાએ આળસમાં ગરક થયેલી વિષયી આંખો, ફેશનેબલ ગણાતી પારસીશાઈ ભાષા અને જરા બોલતાં તસ્દી પડતી હોય એવો લંબાતો સ્વર, અને અનેક સુવાસિત પ્લાસ્તરોથી ચકચકિત કરેલું મોઢું—આ બધો ફેરફાર જોઈ હું તો ચમકયો.

પછી જાણે ઈંટ મટોડી કે કાચ લાકડામાં કૈં ભવ્યતા હોય તેમ એમનો બંગલો દેખાડવા તેણે મને સાથે લીધો. તેના વર્ણનથી કોને લાભ થવાનો હતો? મને ગ્રીસનો એક મહાત્મા સાંભર્યો. એક પૈસાદાર શિષ્યે ડાયોજીનીસને પોતાનો ભવ્ય મહેલ દેખાડી, પ્રશંસાની આશાએ તે તત્ત્વવેત્તાનો અભિપ્રાય પૂછયો. ડાયોજીનીસ શિષ્યના મોં ઉપર થુંકયો, અને હસીને કહ્યું: "આ બધું સુંદર છે, માત્ર ગલીચ જગ્યા આટલી જ છે." મને પણ રઘુનંદનને એવો કાંઈ શીરપાવ આપવાનું મન થયું.

આ ફલાણો "હોલ" ને આ ઢીંકણો રૂમ કરતા કરતા અમે કહેવાતી લાયબ્રેરીમાં આવ્યા. અનેક ચળકતા કબાટોમાં ઘણાં જ સારાં પૂંઠાં અને સોનેરી નામોથી સુશોભિત, કોઈ એક અસ્પર્શ્ય, વિષયી જમાનાની વાસના તૃપ્ત કરવા લખાએલી વાર્તાઓ મેં દીઠી. થોડાંએક

કબાટોમાં સાહિત્યના ગ્રંથો જેમના તેમ–વગર પાનાં કપાએ શોભતા હતા. છેલ્લા પાંચ વર્ષમાં કોઈ પણ તેને અડકયું હોય એમ લાગતું નહોતું.

"રઘુનંદન, તારી કોલેજની નાની ચોપડીઓનું શું થયું? એ તો તારી જીવજાન ચોપડીઓ હતી?"

"કઈ પેલી છ છ આનાની! હં એ તો તદ્દન નકામી પડી. તે મેં ફેંકાવી દીધી," ખરેખર ઉંચા વિચારોની જનેતાઓ ગઇ, પછી ભાવનાઓ કયાંથી રહે?

એટલામાં એક નોકરે આવી કહ્યું કે જોસફાઇન માંદી થઈ ગઈ છે. એ નામ સાંભળીને મને મહાન નેપોલીઅનની સ્ત્રીનું સ્મરણ થયું, અને રઘુનંદનનું ચિંતાવાળું મોઢું જોતાં એ વ્યક્તિ કોણ હશે તે જાણવા જીજ્ઞાસા થઈ. હાંફતાં હાંફતાં અમે એક ઓરડામાં આવ્યા. તે ઓરડો કંઈ કુતરાની પાંજરાપોળ જેવો લાગતો હતો. કારણ કે ૧૫–૨૦ કુતરાં મોજ કરતાં ત્યાં મેં જોયાં અને મારા અત્યંત તિરસ્કાર વચ્ચે જોસફાઈન એક કુતરી છે એમ મેં જાણ્યું. આ ભાગ્યશાળી જાનવર માટે મોટરમાં ડાકટર આવ્યા અને તેને શાંતિ થઇ ત્યારે રઘુનંદન જંપ્યા. એ વખતે પેલી સ્વર્ગસ્થ પ્રેમાળ બાળા જે રઘુનંદનની અધમતાને લીધે બાલપણમાં મરી ગઇ હતી તેનું સ્મરણ મને થયું. મને કમકમાં આવ્યાં. ત્યારપછી દરેક કુતરાની જાત, કુટુંબ, ગુણ વગરનો ઇતિહાસ મને તેણે કહ્યો. ખરેખર, આટલી બધી યાદદાસ્ત બીજે ઠેકાણે વાપરી હોત તો હિંદુસ્તાનનો સરસ ઇતિહાસ લખાત.

ત્યારપછી અમારી તબેલાની મુસાફરીનું અને ઘોડાઓના ગુણનું વર્ણન લખી વાંચનારને કંટાળો આપીશ નહિ. મને એટલુંજ થયું કે રઘુનંદન કુતરાં કે ઘોડાગધેડાનો વેપારી હોત તો ઘણું સારૂં કામ કરી દુનીઆને કાંઈ વધારે ઉપયોગી થાત. બધું જોયું. પછી રઘુનંદને પોતાની સમૃદ્ધિ અને વસ્તુઓનાં વખાણ કર્યાં: "કેમ દોસ્ત! બધું ફક્કડ છે ને? એકજ સાળી પીડા છે."

"શું?" મેં તિરસ્કારથી પૂછ્યું.

"આવક પહોંચતી નથી. શું કરૂં! મહામુશ્કેલીએ આવી રહે છે."

પળવાર પર જોએલા ડઝન ઘોડા, બે ડઝન કુતરાં ને પાંચ ડઝન ખાસડાં મને યાદ આવ્યાં, પણ હું બોલ્યો નહીં.

"ત્યારે બીજા કામમાં તો પૈસા કયાંથી જ વપરાતા હોય?" મેં પુછ્યું.

'અરે નહિરે? એક દમડી પણ બચતી નથી. હું શું કરૂં?' જાણે એમાં દમડીનો વાંક હોય તેમ તેણે કહ્યું. "પણ નહીં દોસ્ત! ખરૂં કહે બધી વસ્તુ ગોઠવાઈ તો મજાની છે ને!"

"ખરેખર રઘુનંદન બધાની જગ્યા મેં જોઈ, પણ એક વસ્તુ મુકવાની જગ્યા કાંઈ દેખાઇ નહીં"

"શાની"?

"શાની? અહિંઆં બધું છે. પણ તારી ભાવના, પુરૂપાર્થના ઉંચા આદેશ, ત્યાગ અને સેવાના શુદ્ધ સંકલ્પનું સ્થાન કેં અહીંઆં દેખાતું નથી. તેને માટે કૈં જગ્યા નથી. તે બધાં તું પહેલાં રહેતો હતો તે કાલબાદેવીની નાની ગંદી ઓરડીમાં રહી ગયાં એમ ભાસે છે; અને જુનો રઘુનંદન પણ ત્યાંજ રહ્યો નહીં વારૂ?"

મારા નાના ગામમાં, અને ટુંકા પગારમાં મેં મારી ભાવના વધારે સારી રીતે જાળવી હતી.

પાંચ છ દિવસ સુધી ભોગવેલી અત્યંત મોજથી ગુંગળાઈ મારે ગામ જવા હું નીકળ્યો. બંગલો છોડતાં મને ભર્તૃહરિ યાદ આવ્યોઃ—

साहित्य–संगीत–कलाविहीनः
साक्षात् पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमान–
स्तद्भागधेयं परमं पशूनाम् ॥

# ૬. હાથીને પગે

[ માળવાના રાજા મુંજે દક્ષિણમાં આવેલા તેલંગણના રાજા તૈલપને અનેકવાર હરાવ્યો હતો અને અવન્તી લઇ જઇ સામન્તની માફક તેની પાસે સેવા કરાવી હતી. તૈલપ આ કલંક ટાળવા લાગ શોધ્યા કરતો હતો. એકવાર તેલંગણ ઉપર ચઢી આવતાં મુંજને અટકાવતાં તૈલપ તેને પકડે છે ને તેને કેદમાં પૂરે છે. પણ તેની છટા અને સૌન્દર્યથી તલપની વિધવા બ્હેન મૃણાલ અને નગરજનો તેના ઉપર મોહી જાય છે. તૈલપ તેને અપાય તેટલું દુઃખ અને અપમાન દે છે છતાં તેની લોકપ્રિયતા વધ્યેજ જાય છે. આખરે ઈર્ષાનો બળ્યો તૈલપ તેને હાથીને પગે છુંદાવી નાંખે છે. ]

સાત દિવસ સુધી મુંજે ભિક્ષા માંગી, ને પોતાનો દિગ્વિજય કર્યો. આખું ગામ તેની પાછળ ઘેલું થઇ ગયું; દરેક નર ને નારી તૈલપને શાપ આપવા લાગ્યાં; દરેક જણ મુંજ બચે તેવી બાધા લેવા બેઠાં.

પણ આ વખત તૈલપ છેતરાય તેમ નહોતો. મૃણાલ પર, મુંજપર, મુંજની સાથે બોલે તેનાપર સખત પહેરો રહેતો, અને શબ્દે શબ્દ તૈલપને કાને જતા. તૈલપને ધીમે ધીમે માલવરાજના ચમત્કારી વ્યક્તિત્વનું, અને પોતાની કથળેલી બાજીનું ભાન આવતું ગયું, અને જેમ જેમ ભાન આવતું ગયું તેમ તેમ મુંજને મારી નાખવાનો સંકલ્પ તે દૃઢ કરતો ગયો.

ઢંઢેરો પીટાવી તેણે જગતને જાહેર કર્યું કે સાતમે દિવસે સવારે પાપાચારી મુંજને હાથીને પગે કચરવામાં આવશે; અને આ વિજય-મહોત્સવમાં ભાગ લેવાને તેણે આખા દેશને નિમંત્રણ આપ્યું.

આખો દેશ દિંગ થઇ ગયો. હજારો અંતરમાંથી, રોષના, તિરસ્કારના ઉદ્દ્ગારો બહાર પડયા, હજારો અંતરમાં આંસુ આવ્યાં, હજારો નિઃશ્વાસો આ અન્યાયની સામે મૂગો પોકાર કરી રહ્યા.

પણ તૈલપનો સંકલ્પ નિશ્ચલ હતો. સાતમે દિવસે આખો દેશ રાજભુવનના આગળના ચોગાનમાં ભેગો થયો. ચારે તરફ બારીઓમાં અને છાપરે લોકોની ઠઠ જામી હતી.

વચ્ચે ખુલ્લી રાખેલી જગામાં એક મદોન્મત્ત ગજરાજ ડોલતો હતો. તેને નિશામાં ચકચૂર બનાવ્યો હતો. તેના પર એક અનુભવી મહાવત બેસી મહામૂશ્કેલીએ તેને કાબુમાં રાખતો હતો. હાથી લાલ આંખો વડે નગરજનોને નિહાળી રહ્યો હતો. ને થોડી થોડી વારે સુંઢ લંબાવી અવાજ કરી પોતાનો ગુસ્સો જાહેર કરતો હતો. મુંજ કારાગૃહમાંથી નિકળીને આવ્યો. લોકોમાં શાન્તિ પ્રસરી રહી અને બધા એકીટસે જોઈ રહ્યા.

હસીને મુંજે કહ્યું, "આ પલે મારો દિગ્વિજય પૂરો થયો." ગુસ્સામાં શું કહેવું તે ન સૂઝતાં તૈલપ મૂંગો રહ્યો. મુંજે પોતાનું તેજસ્વી મુખ ચારે તરફ ફેરવ્યું, હસ્યો ને બધાં સાંભળે એમ કહ્યું; "મૂર્ખ, કાંઈ નજરે સૂઝે છે? અવન્તીના સિંહાસન પર સિંહસમો મારો ભોજ ગર્જે છે. સ્યુનદેશમાં ભીલ્લમ મારૂં વેર વાળવા તલસે છે. તારી પ્રજા તારી નથી રહી; મારી બની છે. વિજય કોનો? મારો કે તારો?"

"હમણાં મારો હાથી ત્હારો વિજય દેખાડશે." કહી તૈલપ આગળ આવ્યો.

મુંજ ખડખડાટ હસ્યો.

"એમાં તારો વિજય કે મારો? તું મને નમાવવા માગતો હતો; ને હું વગર નમે જીવન પૂરૂં કરીશ. તું નીતિનો આડંબર ધારતો હતો; અત્યારે તેને છોડી રાજહત્યાનું મહા પાપ વહોરે છે. વિજેતા કોણ—હું કે તું?"

મુંજનો અવાજ તિરસ્કાર ભર્યો તે મેદનીમાં ગાજી રહ્યો. તૈલપે અકળામણમાં હોઠ કરડયા. તેની આંખમાંથી વિષભર્યાં કિરણો ફુટયાં.

"સૈનિકો પકડો એને."

"શા માટે? હુંજ મારી મેળે ચાલ્યો." કહી ગજેન્દ્ર સમા ગૌરવભર્યાં ડગ ભરતો તે ગજરાજ તરફ ચાલ્યો."

બધાં જોઇ રહ્યાં—આંખો ફાડીને. બધાંનો શ્વાસ રૂંધાઈ રહ્યો. મુંજ શાન્તિથી આગળ ચાલતો—પાછળ તૈલપ ને થોડા સૈનિકો આવતા.

પેલા હાથી આગળ આવી મુંજ ઉભો રહ્યો; ને તૈલપના હુકમથી સૈનિકોએ તેની બેડી કાઢી નાંખી.

બેડીઓ છુટી કે મુંજ ટટ્ટાર થઈ ઉભો રહ્યો; તેણે પોતાના કપાળ પર પડતા વાળ ઉંચા કર્યા. અને વિશાળ ભાલથી ઓપતું મુખ લોકો તરફ ફેરવ્યું. તેની આંખમાં નિડરતા હતી, પૃથિવીની વલ્લભતા સૂચક તેજ હતું. તેના હોઠ ઉપર મીઠું ગૌરવભર્યું હાસ્ય હતું.

લોકોને કમકમાં આવ્યાં. કેટલાંક સ્ત્રી પુરૂપ રડવા લાગ્યાં. સૈનિકો હોઠપર હોઠ બીડી કર્તવ્યપરાપણુ થઈ રહ્યા.

"તૈલપ," નિરાંતે મુંજે કહ્યું, "જો મારૂં મૃત્યુ આખરે તો પૃથિવીવલ્લભને શોભે તેવું જ રચાયું."

તૈલપ નિશ્ચલ હોઠે ક્રૂરતાભર્યો ઉભો હતો. તેના હૃદયમાં નિરાશા પ્રસરતી હતી. તેને લાગતું હતું કે મરતાં મરતાં પણ મુંજ પોતાનો વિજયધ્વજ ફરકાવતો હતો. મુંજ જરા ખિન્ન થાય, તેની વલ્લભતા જરા અદૃષ્ટ પડે તેની વાટ તે જોઈ રહ્યો હતો.

"ચાલ નહિ તો સૈનિકોને બોલાવું ?"

મુંજે એક તિરસ્કારભરી નજર તૈલપ પર નાખી ને હાથીની સૂંઢ પાસે બે ડગલાં આગળ ગયો.

ત્યાં જઈ તે ખંચાઈને ઉભો.

તૈલપને જોઈતી તક મળી–"કેમ ગભરાયો ?"

"પૃથિવીવલ્લભ ગભરાય તો પૃથ્વી રસાતાલ જાય. ગાંડા, એ તો માત્ર એક વિચાર આવ્યો."

"શો ?"

"એટલોજ" ગર્વથી મુંજે માથું ઉંચું કર્યું. તેની આંખો જરા સ્નેહભીની થઈ "કે બિચારી સરસ્વતીનું થશે શું ?"

"એટલે ?"

લક્ષ્મી તો ગોવિંદને ત્યાં જશે, કીર્તિ જશે વીરસનદમાં; પણ યશનો પુંજ મુંજરાજ મરતાં બિચારી સરસ્વતી નિરાધાર થઇ રહેશે.

એટલું કહી અનિવાર્ય તિરસ્કારથી તૈલપ તરફ પૂંઠ કરી તે હાથી તરફ ફર્યો. "ગજરાજ, રાજાઓમાં ગજ એવો પૃથિવીવલ્લભ ત્હારી પાસે આવ્યો છે."

થોડીવાર વિચાર કરતાં, રમતો હોય તેમ હાથી સૂંઢ હલાવી રહ્યો. અને મુંજે તેને પંપાળા કર્યો. આખરે શાન્તિથી તેની સૂંઢને તે વળગ્યો. ઉપરથી મહાવતે અંકુશ માર્યું. હાથીએ સૂંઢ વીંટી મુજને ઉંચકી લીધો:

હાથીએ સૂંઢનું ગુંછળું ઉંચું કર્યું;–નીચું કર્યું; અનેકવાર તેની વચ્ચે હસતો, પ્રભાવભરી આંખો વડે ગર્વ દર્શાવતો પૃથિવીવલ્લભ કાળીનાગ નાથતા શ્રીકૃષ્ણ સમો લોકોની નિશ્ચલ ને સજલ આંખો અગાડી રમી રહ્યો. ગજેન્દ્રે ઘોષ કર્યો ને સૂંઢને એક ઝોક વધારે આપ્યો. પૃથિવીવલ્લભનો વિજયઘોષ ગાજી રહ્યો, "જય મહાકાલ."

લોકોમાં હાહાકાર થયો ! મુંજ હાથીના પગ તળે અદૃષ્ટ થઈ ગયો હતો. હાથીએ પગ મૂક્યો–ભાર દીધો–કચરાવાનો અવાજ થયો, ને પગ ઉંચકી લીધો !

જમીન પર પૃથિવીવલ્લભનું શબ ખૂંદાઈને રોટલો બની પડ્યું હતું !

**આ ભાગ 'પૃથિવી વલ્લભમાં'થી લેવામાં આવેલો છે. તેમની વાર્તાઓ માટે અનેક તર્ક વિતર્ક થાય છે; છતાં તેમના લખાણમાં પ્રસંગનું સચોટ ચિત્રદર્શન કરી શકવાની અજબ શક્તિને લેઇ તેમની વાર્તાનાં સ્ત્રીપુરુષો જાણે જીવતાં જાગતાં હોય એમ લાગ્યા વિના રહેતાં નથી. તેમની ભાષાનો જુસ્સો પણ ઠસ્સાદાર છે.**

**દિગ્વિજય**–બધી દિશાઓમાં સંપૂર્ણ જય. **ચમત્કારી**–અસાધારણ. **વ્યક્તિત્વ**–સામા માણસ ઉપર પોતાનો પ્રભાવ પાડવાની શક્તિ. મુંજ તૈલપનો રાજકેદી છતાં લોકો મુંજથી અજાઇ જઇ રાજા ઉપર પ્રેમ બતાવવાને બદલે મુંજને ચાહતા હતા. **રાજ્યભુવન**–રાજમહેલ, 'ભુવન' શબ્દને બદલે 'ભવન' જોઇએ. **મદોન્મત્ત**–મસ્તાન. **અવન્તી** માળવાની પ્રાચીન કાળની રાજધાની, **ભોજ**–મુંજનો ભત્રીજો. તેણે મુંજને બચાવવા માટે છેક કારાગૃહ લગી છૂપું

ભોંયરૂં કર્યું હતું, છતાં તે તૈલપની બહેન કાત્યાયિની જે વિધવા હતી તેના પ્રેમપાસમાં બંધાઈ ગયેલો હોય છટકી શકયો નહિ. ભીલ્લમ–એક માંડલિક રાજા. તે તૈલપની નોકરીમાં હોઈ તેનેજ લીધે મુંજ પકડાયો હતો. પરંતુ તેનું તેના રાજાએ અપમાન કર્યું એટલે તે નોકરી છોડી પોતાને દેશ ચાલ્યો ગયો તથા તેનું અપમાનનું વેર લેવા તે તલસતો હતો. પૃથિવીવલ્લભ–પૃથ્વીનો પતિ, મુંજ વિદ્વાન, રસિક અને પંડિતોને આશરો આપતો હોઇ તેમણે તેને એ બિરુદ આપ્યું હતું. રસાતાળ–પાતાળ, સાત પાતાળમાંના એક પાતાળનું નામ. 'અદષ્ટ' શબ્દ બરાબર રીતે નથી વપરાયો 'અદશ્ય' જોઇએ.

---

## ૭. પતિમુગ્ધ મંજરી

સૂર્ય તેજમાં નાચતા સરસ્વતીના તરંગોપર એક નાની નાવડી જતી હતી. તેમાં પાંચ સાત યુવતીઓ બેઠી હતી, તેમાંની બે તેજસ્વી, નવયૌવના મદભરી હતી; એક કાશ્મીરા હતી, બીજી મંજરી હતી. કાશ્મીરાની આંખો તોફાનમાં નાચતી હતી; તેણે એકદમ મંજરીને પગે ચોંટી દીધી.

"ઓ! ઓ! આ શું કરો છો?"

"તો પાછી વળી ત્યાં શું જોયા કરે છે?"

"હું તો જોઉં છું કે પાટણ અહિયાંથી કેવું દેખાય છે." કાશ્મીરાએ મંજરીને એક તમાચો માર્યો "જુઠી! નજર તો પેલા આંરાપર હતી."

મંજરીનું મોં લાલચોળ થઈ ગયું.

"ત્યાં શું જુએ છે? ત્યાં તો બધા વહેંતીયા વીરો છે. કયાં અમારા ભીષ્મ, ને દ્રોણ, ને પરશુરામ!"

મંજરીના ઉચ્ચારણના ચાળા પાડતાં કાશ્મીરાદેવીએ ટાણો માર્યો. "આ જમાનામાં એવા છે કયાં?" ત્યાં બેઠેલી સ્ત્રીઓ બધી હસી પડી.

"હા બધા વહેંતિયા જ છે." ગર્વથી મંજરીએ કહ્યું; "એક શિવાય"–તેણે ઉમેર્યું.

"એક કોણ?" કહી કાશ્મીરાદેવીએ મંજરીનો હાથ પકડી હસતા હસતા દાબવા માંડયો. "બોલ! કોણ મંડળેશ્વર, નહિ? બોલ."

"ઓ આ! મારો હાથ ભાંગશો!" ચીસ પાડતાં મંજરીએ કહ્યું.

"તો પીડા ઓછી. બોલ હરામખોર! એક કોણ?" કહી તેણે વધારે હાથ મરડયો.

મંજરીની આંખમાં હસતાં હસતાં પાણી આવ્યાં. "લો હાથ જોઇએ તો ભાંગી નાંખો. હું જુઠું નહિ બોલું"

"એક કોણ! બોલ!"

"ઉદા, નવઘણ, ખેંગાર ને કાળ ભૈરવ–એ ચારનો વિજેતા હોય તે."

"હજી કોઈ રહી ગયું છે?" કાશ્મીરાએ હસતાં પુછ્યું.

"હા, પેલી કવિકુલ શિરોમણિ એ પાંચનો વિજેતા."

"લુચ્ચી! હરામખોર! શરમ નથી આવતી? તારી બધી પંડિતાઈ ગઈ કયાં?

"સમાઇ ગઇ, બધી ત્યાં." કહી મંજરીએ જે હોડીમાં મંડળેશ્વર, કીર્તિદેવ ને કાક બેઠા હતા તે તરફ આંગળી કરી.

"નફ્ટ!" કાશ્મીરાએ કહ્યું.

"તમે બનાવી. પરણાવી શું કામ?"

**કનૈયાલાલ મુનશી**

પૂર્વકથાઃ મંજરી કર્ણદેવના સમયમાં કાશ્મીરથી પાટણ આવી વસેલા કવિકુલ શિરોમણિ રૂદ્રદત્ત વાચસ્પતિની વિદુષી પુત્રી છે. એની માતા એને ખંભાતના હાકેમ શ્રાવક ઉદા સાથે પરણાવવા માગેછે; પણ પોતાનાં કુલ અને સંસ્કારના અડગ અભિમાનવાળી યુવતી તેમ કરવા કબૂલ થતી નથી. એ પ્રસંગે ભૃગુકચ્છનો બ્રાહ્મણ સૈનિક કાક ખંભાત જઇ રહે છે, અને ત્યાંથી પાટણ લાવી પોતાના સ્વામી લાટના મંડળેશ્વર ત્રિભુવનપાલની સ્ત્રી કાશ્મીરા દેવીની સંભાળ નીચે એને રાખે છે. કાશ્મીરા કાકને પરણવા મંજરીને ઘણું સમજાવે છે, પણ તે વિદ્યાવિહીન બ્રાહ્મણને પરણવા એ ગર્વિષ્ઠા ના પાડે છે. પરંતુ ફરી ઉદાના માણસો એને પકડી જાય છે એટલે કાકને પરણ્યા સિવાય ઉદાથી પોતે નિર્ભય

નહિ થઇ શકે એમ ખાતરી થવાથી અન્તે કમને એ તેની સાથે લગ્ન કરે છે. છતાં પત્ની તરીકેનો કોઇ પણ વ્યવહાર તેની સાથે રાખતી નથી. દરમિયાનમાં કાક અનેક પરાક્રમો કરે છે; ગુજરાત ઉપર ચ્હડી આવનાર જુનાગઢના રા' નવઘણની પાછળ પડી એને પકડાવે છે, કાળભૈરવ પાસે જઇ પોતાના મિત્ર કીર્તિદેવનું કુળ પૂછી આવે છે; અને જુનાગઢમાં રા' ખેંગારે પોતાને કેદ કર્યો હતો ત્યાંથી યુક્તિ કરી છૂટી નીકળે છે. આ સર્વ પરાક્રમો જોઈને તેમજ તેનાં ચારિત્રથી મુગ્ધ બની મંજરી પોતાનું અભિમાન વિસરી જાય છે, અને કાકને પોતાને યોગ્ય પતિ ગણી તેના તરફ માનદૃષ્ટિથી જોવા લાગે છે.

---

# ૮. શઠમ્ પ્રતિ- ?

[ શ્રી૦ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ (જન્મ સંવત્ ૧૯૩૯ ) એમ. એ; એસ. ટી. સી. ડી.-ની ભાવનગરની શામલદાસ કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક તરીકે નિમણુંક થઇ હતી. શિક્ષણ પદ્ધતિની ખાતર શ્રીમાન્ નથુરામ શર્માની સહાનુભૂતિ અને સક્રિય સહાયતા મેળવી સને ૧૯૧૦માં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની સ્થાપના કરેલી. આ એક શિક્ષણ સંસ્થા છે.

આ બધા વ્યવસાય સાથે પોતાનો બચત બધો સમય તેઓ લેખનકાર્યમાં ગાળે છે. એમણે આસરે વીસ ઉપર પુસ્તકો લખ્યાં છે. ]

"દેવી પાંચાલી શું કરો છો?" પર્ણકુટીના દરવાજામાં પેસતાંજ યુધિષ્ઠિરે પૂછ્યું.

"આ ભીલડી થોડાએક કોદરા અને બંટી આપી ગઈ છે તે સાફ કરૂં છું." દ્રૌપદીએ જવાબ વાળ્યો.

"પણ તમારૂં મોં મને આજે સૂજી ગયું લાગે છે. કાલે કાંઇ ઊંઘ નહોતી આવી શું?" યુધિષ્ઠિર પર્ણકુટીની વધારે નજીક આવ્યા.

"ઊંઘ શા માટે ન આવે? વલ્કલનો આ રાજવી પોષાક, ખૂદ પૃથ્વી માતાના ખોળામાં શય્યા, રાત આખી શીયાળવાનું મીઠું સંગીત અને બાર બાર વર્ષો થયાં અનાયાસે મળેલાં આ સુખ ઐશ્વર્યને લીધે મનની અસાધારણ શાંતિ; આવી ઉંઘતો હું કુંવારી હતી તે દિવસે

પાંચાળના છત્રપલંગમાં એ ન આવતી." દ્રૌપદિએ કોદરા ઝાટકતાં ઝાટકતાં ચલાવ્યું.

યુધિષ્ઠર પર્ણકુટીને ઓટલે બેઠા અને ઊંડાવિચારમાં પડી ગયા હોય એમ બોલતા બંધ થયા.

"કેમ બોલતા નથી?" દ્રોપદીએ સામું જોઇને પ્રશ્ન કર્યો. "તમે જ્યાં જોઇ રહ્યા છો તે કુતરાંમી વિષ્ઠા છે. આ પર્ણકુટીનો દરવાજો કાલે થોડાં રોઝ આવ્યાં હતાં તેમણે તોડી નાખ્યો છે. નકુળ સહદેવે આપના માટે જે ચોતરો બનાવ્યો છે ત્યાં હવે તો નોળીઆ આળોટવા લાગ્યા છે; યુધિષ્ઠર મહારાજ, કેમ બોલતા નથી?" દ્રોપદીએ ચલાવ્યું. "શરીરે તો ઠીક છે ને?"

"હા."

"તડકામાંથી આવો છો એટલે માથું તો નથી દુખતું? લો જરા આ પાણી છાંટો." દ્રોપદીએ ઠંડા પાણીથી ભરેલું એક માટીનું વાસણ આપ્યું, પણ યુધિષ્ઠિર બરાબર તેને પકડી ન શક્યા એટલે વાસણ ભાંગી ગયું.

"હશે, આટલા દિવસ ટક્યું તેથી મને આશ્ચર્ય તો થતુંજ હતું! મેં ભીલડીને કહ્યું હતું કે અમને આપીશ તો એ નહિ રહે, પણ એણે ન માન્યું. જરા ખમો. હું હમણાંજ નદીમાંથી વલકલને ભીનું કરીને લાવું છું અને આપના માથાપર મૂકું છું."

"પાંચાલી, કશી જરૂર નથી. મારૂં માથું બાથું કાંઇ દુખતું નથી." યુધિષ્ઠિર બોલ્યા.

"ત્યારે તમો બોલતા કેમ નથી?" દ્રોપદીએ પૂછ્યું.

"શું બોલું! તમારા જેવી સુકોમળ રાજકુમારીને મારે લીધે આટઆટલું કષ્ટ વેઠવું પડે છે એનો વિચાર કરૂં છું ત્યારે અમુઝણ થાય છે અને આંખે અંધારાં આવે છે." યુધિષ્ઠિર બોલતા થયા.

"યુધિષ્ઠિર, યુધિષ્ઠિર સાચું બોલો છો? મારી વાત તો જવાજ દો! હું તો તમને વળી તેને પહેલેજ દિવસે કુંભારની કોદમાં સૌના

પગ પાસે સૂતી હતી; એટલે મારા માટે તો તે દિવસે જ મંગલાચરણ થયું છે. વચ્ચે બે દિવસ નળીઆના છાપરા ઉપર હેઠળ સૂવાનું મળ્યું એ કોણ જાણે કોના પુણ્યે મળ્યું હશે? મારી તો વાતજ નથી. પણ આ ભીમ અર્જુનનો વિચાર કરો છો? આ માદ્રીમાતાના પુત્રોનો વિચાર થાય છે?" દ્રોપદી જરા જોસમાં આવી.

"તમને કેમ લાગે છે?" યુધિષ્ઠિરે પૂછ્યું.

"મને તો લાગે છે કે વિચાર નહિ થતો હોય. આ ભીમસેન અને અર્જુન જેવા ભાઇઓ તો ઈંદ્રને પણ મળવા દુર્લભ! એ બે ભાઇઓના પરાક્રમને લીધે તો તમે રાજસૂય યજ્ઞ કર્યો અને દેશ દેશાવરના રાજાઓએ તમારા ચરણમાં માથાં મૂક્યાં. આવા બે વીરોને આજે તમારે લીધે વલ્કલો પહેરવાં પડે, ધનુષ્યનો ટંકાર કરી અક્ષૌહિણી સેનાનો સંહાર કરે તેવા અર્જુનને આજે શેર અનાજ માટે જંગલના પશુઓનો શિકાર કરવા જવું પડે, મોટા મોટા વડલાઓને બાથમાં લઇને જડમૂળ સાથે ઉખેડી નાખનાર આ ભીમને તમારી શય્યા કરવા માટે જમીન પરથી ખડ ખૂંટી નાખવું પડે—એનો વિચાર સરખો તમને આવતો હોય તો તે આપણી આ દશા હોય જ નહિ!" દ્રૌપદીની આંખમાં ઝનુન આવવા લાગ્યું.

"દેવી દેવી! તમને ખબર નથી?"

"મને ખબર છે. પાંચાળની પુત્રી અને ધૃષ્ટદ્યુમ્નની બેન સાવ મૂર્ખી નથી. આ નકુળ સહદેવની જોડી જગતમાં મળવી કઠણ. એમના કપાળમાં તો સિંહાસનો લખ્યાં છે પણ કોણ જાણે કેમ, આજે એ ભાઇઓ આ ખડ પર આળોટે છે અને આખો દિવસ જંગલમાં રખડે છે." દ્રૌપદીએ કહ્યું.

"પાંચાલી, તો તમને એમ લાગે છે કે હું આ બધું જોતો જ નથી?" યુધિષ્ઠિર ઘવાયા હોય તેમ બોલ્યા.

"તમારી ચામડીની આંખો એ દેખે છે, પણ તમારા હૈયાની આંખ એ જોઈ શકતી નથી! માઠું ન લગાડશો; મને તમે જ બોલાવા

પ્રેરી છે માટે બોલું છું. મારો તમને કહેવાનો અધિકાર છે માટે બોલું છું. આજે હવે મારૂં હૈયું હાથ રહેતું નથી માટે બોલું છું. તમે આ બધું સાચું જ દેખતા હો તો હજીએ ભીમની પાસે અને અર્જુનની પાસે શાંતિની અને ક્ષમાની વાતો શા માટે કરો છો? કહો જોઈએ?" દ્રૌપદી બોલી.

"શાંતિ અને ક્ષમા એજ સાચી વસ્તુ છે એવી મારી દૃઢ માન્યતા છે, માટે તો વાતો કરૂં છું!" યુધિષ્ઠિરે જવાબ આપ્યો.

"હજી શાંતિ અને ક્ષમા? હજીએ ક્ષમા? યુધિષ્ઠિર મહારાજ, આ કોણ બોલે છે?"

"યુધિષ્ઠિર બોલે છે. પાંચાલી કોપે ત્યારે પણ ક્ષમાની વાત યુધિષ્ઠિર વિના બીજો કોણ કરે?"

"એવો નિષ્ઠુર બીજો કોણ હોય? પોતાની બાયડીને છડેચોક વેચી નાખે એવો વીરપતિ બીજો કોણ હોય? યુધિષ્ઠિર, યુધિષ્ઠિર, આ વલ્કલ તો કૌરવોએ આપણને પહેરાવ્યાં, પણ આવા જંગલમાં એ આપણને તેઓ શા માટે કનડતા હશે?" દ્રૌપદીએ ઉદ્‌ગાર કાઢ્યા.

"સાપ વીંછી કરડે નહિ તો બીજું શું કરી શકે! એ એમનો સ્વભાવજ છે."

"તો એ સાપ વીંછીને શા માટે મારી નાખતા નથી? તમને મારતાં તમારાં હાથ હૈયું ધ્રૂજતાં હોય તો આઘા ખસી જાઓ. પણ આ ભીમ અર્જુનને શા માટે રોકો છો?" દ્રૌપદી ગોઠણભર બેઠી.

"એ પ્રમાણે તેમને મારવાથી આપણને સુખ મળવાનું નથી એમ લાગે છે માટે રોકું છું." યુધિષ્ઠિરે શાંતિથી જવાબ આપ્યો.

"શાથી સુખ મેળવવા માગો છો?"

"તેમને સમજાવીને."

"તે સમજશે એમ તમને લાગે છે?"

આપણે ખરા હૃદયથી સમજાવીશું તો સમજશે. નહિજ સમજે તો કાલે જે ધાર્યું હશે તે થશે."

તમારી આ વાત મારે તો ગળે જ ઉતરતી નથી. આટલું આટલું વેઠયા છતાં તમે એને કેમ પકડી રહ્યા છો તે સમજાતું પણ નથી. આજ જંગલમાં દુર્વાસા મુનિ અને તેમના હજારો શિષ્યોને મોકલીને આપણને દુર્યોધને શાપથી મારી નાખવાનો યત્ન કર્યો એ પ્રસંગ યાદ આવે છે? એ વખતે પ્રભુએ આપણી લાજ રાખી ન હોત તો? આજ જંગલમાં દુર્યોધનનો બનેવી અને સિંધનો રાજા જયદ્રથ મારા પર ક્રૂર દૃષ્ટિ કરીને મને ઉપાડી ચાલતો થયો એ યાદ આવે છે? કોણ જાણે શું મારી પર તો આ કૌરવોએ ત્રાસ વર્તાવ્યો છે! યુધિષ્ઠિર, યુધિષ્ઠિર, આ ચોટલો જોયો! ભર સભામાં આ ચોટલાનું દુઃશાસને અપમાન કર્યું અને મારા ધણીઓ જોઈ રહ્યા એ સાંભળે છે? તે દિવસથી હજી તો મેં અંબોડો વાળ્યો નથી. જે દિવસે ભીમ એ દુષ્ટના લોહીથી આ મારો અંબોડો વાળશે તે દિવસે જ વાળીશ તેની રાહ જોઈ બેઠી છું. આ બધું યાદ છે?"

"બધું યાદ છે, અને તેથી એ વધારે યાદ છે."

"તો પછી તમારૂં લોહી કેમ ઉકળતું નથી? તમારી આંખમાં ખૂન કેમ આવતું નથી."

"આ બધું યાદ છે. એ સાંભળવાથી ચિત્તમાં દુઃખ પણ થાય છે કે મારે લીધે તમારે સૌને દુઃખી થવું પડે છે. પણ સાથે સાથે એમ પણ લાગે છે કે આ બધાનો સાચો ઉપાય યુદ્ધ નથી."

"ત્યારે ક્ષમા છે?"

"મને લાગે છે કે એજ છે."

"એવી ક્ષમા કાયરની જ હોય! એવી ક્ષમા તો બાયલાની જ હોઈ શકે! એવી ક્ષમા ભામટાઓનીજ હોય, શૂરા ક્ષત્રિઓને એવી ક્ષમા હોતી નથી. અને હોય તો એ સાચો ક્ષત્રિય નથી." દ્રૌપદીની આંખે લોહી ચઢયું.

"તમને એમ લાગતું હશે."

"એક વાત પૂછવા માગું છું. તમને જો આવી ક્ષમા એજ

શ્રેષ્ઠ અને સાચો ઉપાય જણાતો હોય તો તમે શસ્ત્રોનો ત્યાગ કેમ કરતા નથી? એવી કાયા જ તમારે સેવવી હોય તો આ ક્ષત્રિયપણાનાં ચિન્હ જેવાં શસ્ત્રાશસ્ત્રોનો ત્યાગ કરો, ક્ષમાના અવતારરૂપ ઋષિમુનિઓનું જીવન શરૂ કરો અને ક્ષમાની ઉપાસનાથી સુખશાંતિને શોધો. હું આવી ક્ષમામાં શ્રદ્ધા રાખતી નથી; ભીમ અર્જુન તેમાં માનતા નથી! નકુળ સહદેવને પણ તેમાં વિશ્વાસ નથી. એટલે તમે એકલા અહીં જંગલમાં બેઠા બેઠા ક્ષમાની ઉપાસના કરો અને અમને અમારે માર્ગે જવા દો. કૌરવોને તમામને યમલોકમાં પહોંચાડયા પછી અમે પણ તમારી સાથે ઉપાસના કરવા અહીં આવીને રહીશું, અને માતા કુંતીને પણ સાથે લેતાં આવીશું." દ્રૌપદી ભભડી ઉઠી.

એટલામાં ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ મૃગયા કરી પર્ણકુટીએ આવ્યા. દ્રૌપદીનું મોઢું અને આંખો લાલચોળ જોઈને ભીમે પૂછ્યું: "પાંચાલી, કેમ ક્રોધમાં આવી ગયાં જણાઓ છો?"

"મહારાજ યુધિષ્ઠિરને વચનબાણ મારીને દુઃખી તો નથી કર્યાં ને?" અર્જુન બોલ્યો.

"વ્હાલા અર્જુન, આજે તો હું એ દોષમાં આવી ગઈ છું તે માટે મને માફ કરો." દ્રૌપદી નરમ થઇ.

"આપણો સૌનો સંકેત જ આવો છે કે મોટાભાઈને આપણે નાહક દુઃખી ન કરવા." અર્જુને ધીરતાથી કહેવા માંડયું.

"એમાં મને જરાએ દુઃખ નથી. દ્રૌપદીને અને તેમને સૌને મેં મારી મૂર્ખાઈથી આ દુઃખમાં ઉતાર્યાં છે એમાં શક નથી. એ દુઃખનાં માર્યાં તમે કહો તે મારે સાંભળવું જ જોઈએ." યુધિષ્ઠિર બોલ્યા.

"હવે આપણા દુઃખનો અંત નજીક દેખાય છે. આ બાર વર્ષ વીત્યાં. એમજ તેરમું પણ જશે ને આપણા દુઃખનો અંત આવશે." અર્જુન બોલ્યો.

"કેમ સહદેવ તને શું દેખાય છે?"

“ચિહ્નો તો એવાં દેખાય છે ખરાં; પણ આજે સુખ છે કે તેર વર્ષને અંતે સુખ છે એ તો એ બંને સુખ ભોગવી રહીએ પછી ખબર પડે.” સહદેવે જવાબ દીધો.

“મારી તો એક જ વાત છે. આ બાર વર્ષ વીતાડયાં એમજ તેરમું વીતાડો. મહારાજ યુધિષ્ઠિરની જે પ્રતિજ્ઞા તે આપણી એ પ્રતિજ્ઞા. પણ ત્યારપછી શું ?”

“ત્યાર પછી મારી આ ગદા અને અર્જુનનું આ ગાંડીવ! ત્યાર પછીનો તો પ્રશ્ન જ રહેતો નથી.” ભીમે ઝુકાવ્યું.

“હું એજ કહું છું, કે ત્યારપછી યુદ્ધ, યુદ્ધ ને યુદ્ધ!” દ્રૌપદી બોલી.

“હું કહું છું કે ત્યારપછી બને ત્યાં સુધી સમજાવટ, બને ત્યાંસુધી ધીરજ અને નજ ચાલે તો છેવટે યુદ્ધ.” યુધિષ્ઠિર બોલ્યા.

“તેર વર્ષ પછી એ સમજાવટ? કોને સમજાવવા? શા માટે સમજાવવા! કોણે સમજાવવા?” ભીમથી ન રહેવાયું.

“હજી તો એક વર્ષની વાર છે. એક વર્ષમાં તો આપણે અજ્ઞાતવાસ કરવો છે એ નક્કી છે. એ વર્ષને અંતે શું કરવું તેની વિચારણા આજે ન કરીએ. તેરમું વર્ષ પૂરૂં થાય પછી તો આપણે જે કરવું હશે તે કરવા માટે સ્વતંત્ર છીએ. સમજાવટ કરવી હશે તો તે કરીશું!” અર્જુન બોલ્યો.

“પછી તો પાંચાલીનો આ ચોટલો સમજાવટ માગશે! પછી તો મારી આ ગદા દુઃશાસનની છાતી સાથે અને દુર્યોધનની સાથળ સાથે સમજાવટ માગશે!” ભીમ ઉકળી ઉઠયો.

“ભાઈ ભીમસેન, દ્રૌપદી, અત્યારે આપણે એ વાતને પડતી મૂકીએ. મધ્યાન્હ થઈ ગયા છે એટલે સૌ જમવા બેસીએ.”

સૌ પર્ણકુટીની અંદર ગયાં.

(પાંચાલી) —નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ

'શઠં પ્રતિ શાઠ્યં ' એ કહેવત તમે સાંભળી હશે. એને મળતી અંગ્રેજી કહેવત તે Tit for tat. પરંતુ અહીં તો 'શઠં પ્રત્યપિ સત્યં ' એમ સિદ્ધ કરવાનો યત્ન છે. કંઇક કાળથી शठं प्रति शाठ्यम् માં આ शठं प्रत्यपि सत्यम् સૂત્ર રજૂ કરનાર ગાંધીજી છે. પાંચાલી–પંચાલ દેશના રાજાની પુત્રી, દ્રૌપદી. માદ્રી, કોની માતા? સેના–પ્રાચીન સમયમાં સેનાનાં ચાર મુખ્ય અંગ હતાં; હાથી, રથ, ઘોડેશ્વાર, પાયદળ, અક્ષૌહિણી–સેનામાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડેશ્વાર અને ૧૦૯૩૫૦ પાયદળનો સમાવેશ થતો હતો. નિષ્ઠુર (સં)–નઠોર, નિર્દય, ક્રૂર. ગાંડીવ (સં)–અર્જુનનું ધનુષ્ય. 'શઠં પ્રતિ શાઠ્યં ' એ નીતિ તાત્કાલિક વિજય અપાવે એ વાત ખરી છતાં તમને એમ નથી લાગતું કે એ નીતિ સાચા ઉમદા હૃદયવાળા પુરુષની ન હોઈ શકે? 'શઠં પ્રત્યપિ સત્યં ' આચરનાર મહાપુરુષ શિરસાવંદ્ય છે. એમાં કાંઇ સંદેહ ખરો?

## ૯. રાજા છતાં નોકર

[ શ્રીયુત મોહનદાસ કરમચંદ ગાંધી (જન્મ તા. ૨–૧૦–૧૮૬૯) મોટે ભાગે ગાંધીજી કે મહાત્માજીથી આજે સારા વિશ્વને સુપરિચિત છે. કબા ગાંધીના કુટુંબના આ વિશ્વવંદ્ય પુરુષ પોરબંદરમાં જન્મ્યા હતા. 'હરિશ્ચન્દ્ર' 'શ્રવણ પિતૃભક્તિ' ઈત્યાદિ અનેક ધાર્મિક ગ્રન્થોની ઊંડી છાપ તેમના ઉપર નાનપણથી પડી હતી. ૧૮૮૭ માં મેટ્રિકની પરીક્ષા અમદાવાદ આપેલી. ત્યારબાદ બેરિસ્ટર થવા વિલાયત ગયેલા અને ત્યાં રહી માતૃભક્તિનું દીર્ઘ સ્મરણ કરી રંગરાગમાં ફસાયા સિવાય બધી અગવડો વેઠી લઇ ચુસ્ત શાકાહારી રહ્યા હતા. ૧૮૯૧માં સાડાત્રણ વર્ષ બાદ તેઓ બેરિસ્ટર બન્યા તથા લંડન મેટ્રિકની પરીક્ષા પણ આપી દીધી. અને હિંદુસ્તાન આવી રાજકોટમાં ધંધો શરૂ કર્યો. અંગ્રેજી અમલદાર હિંદુસ્તાનમાં કેવા તુંડ મિજાજી રહે છે તેનો અનુભવ રાજકોટમાં મળ્યો. થાકી દક્ષિણ આફ્રિકામાં મેમણ પેઢીના મોટા કેશ માટે તેઓ ગયા. અહીં પણ ડરબનની કોર્ટમાં અપમાન પામ્યા અને ત્યારપછી એવા ઘણા અપમાનના પ્રસંગો તેમને મળ્યા. ૧૮૯૪માં 'નાતાલ ઇન્ડિયન કૉન્ગ્રેસથી તેમણે સ્થાપના કરી. ૧૯૦૧ માં શ્રીમદ્ રાજચન્દ્રના પ્રત્યક્ષ પરિચયમાં આવ્યા. ૧૯૧૫ માં હિન્દુસ્તાનમાં આવ્યા અને સાબરમતીના સંત બન્યા. લોકસેવાનું કાર્યક્ષેત્ર ઉભું કર્યું અને સત્યાગ્રહાશ્રમની સ્થાપના તરતજ

થઇ. ૧૯૧૯માં ચંપારણ્યમાં માલિકો–મજૂરો વચ્ચે ઉઠેલી ઝુંબેશને તેમણે વાઈસરૉય સાથે મળી નિકાલ આણ્યો. 'નવજીવન' અને 'યંગઇન્ડિયા' બે સાપ્તાહિક પત્રો ગૂજરાતી અને અંગ્રેજીમાં શરૂ કર્યાં. પંજાબમાં ગોળીબાર થયો અને તેમાં તેઓ પકડાયા. તેથી અમદાવાદ, મુંબઈ, ખેડા, પંજાબ બધે અણસમજથી હુલ્લડો થયાં. 'ગૂજરાત વિદ્યાપીઠ' સ્થપાઈ ચૌરીચોરાનું હુલ્લડ થયું. ગાંધીજી ઉપર રાજદ્રોહનો આરોપ મૂકાયો અને છ વર્ષની સજા થઈ. ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહ થયો અને વલ્લભભાઇ 'સરદાર' થયા. ૧૯૨૯માં લાહોર મુકામે પૂર્ણ સ્વરાજનું ધ્યેય સ્વીકારાયું.

૧૯૩૦માં ગાંધીજીએ ૮૦ ચુનંદા સત્યાગ્રહીઓ સાથે વલસાડ નજીકના દરિયા ગામે દાંડીની કુચ કરી. આ કૂચ દ્વિતીય મહાભિનિષ્ક્રમણ જેટલું મહત્વ મેળવી જાય છે. ગાંધીજી પકડાયા એટલે ધારાસભાના પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઈ પટેલે તેમની જગ્યાનું રાજીનામું આપ્યું. વાઇસરૉય લૉર્ડ ઇરવીને સરકાર અને હિંદી મહાસભા વચ્ચે સંધિ કરાવરાવી. ઈંગ્લાંડમાં રાઉન્ડ ટેબલ કૉન્ફરંસ પણ થઇ, પણ કંઇ પરિણામ નહિ આવવાથી ગાંધીજીને સરકારે ફરીથી પકડયા. હરિજનો માટે આમરણાન્ત ઉપવાસ કર્યા ને તેમને મુક્ત કરવામાં આવ્યા. ધારાપ્રવેશ સ્વીકારાયો. હરિજનો માટે પત્ર શરૂ કરવામાં આવ્યું અને રાજકોટનો પ્રશ્ન આવતાં અનશન વ્રત લીધું. તેમાં જય થતાં મહાસભાની કીર્તિમાં અનન્ય અભિવૃદ્ધિ થઈ. ]

તમે મારા રાજા ખરા. તમે તમારી તલવારથી છો કે મારી ઇચ્છાથી છો એ સવાલ ચર્ચવાની મારે જરૂર નથી. તમે મારા દેશમાં રહો તેનો પણ મને દ્વેષ નથી. પણ તમારે રાજા છતાં નોકર થઈને રહેવું પડશે. તમારૂં કહ્યું અમારે નહિ, પણ અમારૂં કહ્યું તમારે કરવું પડશે. આજ લગી તમે દેશમાંથી જે ધન લઈ ગયા તે તમને પચ્યું પણ હવે તમે તેમ કરશો તો નહિ ફાવે. તમે હિંદુસ્થાનનું સિપાઈગિરૂં કરવાની ઇચ્છા રાખો તો રહી શકાય તેવું છે. તમારે અમારી સાથે વેપારની લાલચ છોડવી. તમે જે સુધારાની હિમાયત કરો છો તેને અમે કુધારો જાણીએ છીએ. અમારા સુધારાને અમે તમારા કરતાં અત્યંત ચડીયાતો માનીએ છીએ. તેમ તમને સુઝી આવે તો તમારો લાભ છે. તેમ તમને ન સુઝે તો પણ તમારીજ કહેવત પ્રમાણે તમારે અમારા દેશી થઈને રહેવું જોઈશે. તમારાથી

અમારા ધર્મને બાધ આવે તેમ ન થવું જોઈએ. તમારો ધર્મ છે કે તમારે રાજ્યકર્તા હોઈ હિંદુના માનને ખાતર ગાયના માંસનો આહાર છોડવો અને મુસલમાનને ખાતર તમારે બુરા જાનવરનો આહાર છોડવો. અમે દબાએલા તેથી બોલી શકતા નથી, પણ અમારી લાગણી નથી દુખાઈ એમ તમારે સમજવાનું નથી. અમે સ્વાર્થ કે બીજા ભયથી તમને કહી નથી શકતા. પણ હવે કહેવું એ અમારી ફરજ છે. સ્થાપેલી નિશાળોને અદાલતો કંઈ કામની નથી એમ માનીએ છીએ. તેને બદલે અમારી અસલી અદાલતો ને શાળાઓ હતી તે અમારે જોઇશે.

હિંદુસ્થાનની ભાષા અંગ્રેજી નથી પણ હિંદી છે તે તમારે શીખવી પડશે, ને અમો તો તમારી સાથેનો અમારો તમામ વ્યવહાર અમારીજ ભાષામાં રાખી શકીશું.

તમે રેલ્વે અને સોલ્જરોમાં અખૂટ પૈસા વાપરો છો તે અમે દેખી શકતા નથી. તેની અમને જરૂર નથી જણાતી. રૂશીઆની બીક તમને હશે, અમને નથી. તે આવશે ત્યારે અમે જોઈ લઈશું. તમો હશો તો આપણે સાથે જોઈ લઈશું. અમારે વિલાયતી કે યુરોપી કાપડ ન જોઇએ; આ દેશમાં પેદા થયેલી વસ્તુઓથી અમે ચલાવી લઈશું. તમારી એક આંખ માનચેસ્ટર ઉપર ને બીજી અમારા ઉપર, એમ નહિ પરવડે. તમારો અને અમારો એકજ સ્વાર્થ છે એમ તમે વર્તો ત્યારે સાથ ચાલી શકે.

તમારી સાથે આ વાત તોછડાઈથી નથી કરી, તમારી પાસે હથિયારબળ છે, નૌકાસૈન્ય ભારે છે. તેની સામે અમે તેવાજ બળથી નહિ લડી શકીએ. પણ જો તમને ઉપલી વાત કબૂલ ન હોય તો અમે તમારી સાથે નહિં રમીએ. તમારી મરજીમાં આવે અને બને તો તમે અમને કાપજો, મરજીમાં આવે તો તોપે ઉડાવજો. અમને જે પસંદ નથી તે તમો કરો તેમાં અમે તમને મદદ નથી કરવાના ને અમારી મદદ વિના તમારાથી ડગ ભરી શકાય તેમ નથી.

આ વાત તમે તમારી સત્તાના મદમાં હસી કહાડશો એવો સંભવ છે. આજકાલમાં, તમારૂં હસવું મિથ્યા છે, એમ તો તમને વખતે નહિ દેખાડી શકાય. પણ જો અમારામાં દમ હશે તો તમે જોશો કે તમારો મદ નકામો છે, તમારૂં હસવું તે વિપરીત બુદ્ધિની નિશાની હતું.

અમે તો માનીએ છીએ કે તમે હાડે ધર્મી પ્રજાના માણસ છો. અમે તો ધર્મસ્થાનમાંજ વસીએ છીએ. તમે ને અમે કેમ સાથે થયા તે વિચારવું ફોકટ છે. પણ આપણા સંબંધનો આપણે બન્ને સદુપયોગ કરી શકીએ છીએ.

તમે હિંદમાં આવનાર અંગ્રેજો અંગ્રેજી પ્રજાનો ખરો નમુનો નથી, તેમ અમે અર્ધા અંગ્રેજી જેવા બનેલા હિંદીઓ પણ ખરી હિંદી પ્રજાનો નમુનો કહેવાઈ શકતા નથી. અંગ્રેજી પ્રજા જો બધું સમજે તો તમારા કાર્યની સામે થાય. હિંદી પ્રજાએ તો તમારી સાથે સંબંધ થોડોજ રાખ્યો છે. તમે જો તમારો સુધારો કે જે કુધારો છે તેને છોડી તમારા ધર્મનું શોધન કરશો તો તમે જોશો કે અમારી માગણી બરાબર છે. એજ રીતે તમારાથી હિંદુસ્થાનમાં રહેવાય. એમ તમે રહો તો તમારી પાસેથી અમારે કેટલુંક શીખવવાનું છે તે શીખશું અને અમારી પાસેથી તમારે ઘણું શીખવાનું છે તે તમે શીખશો. આમ કરતાં આપણે લાભ લઈશું ને દુનિયાને લાભ કરીશું; પણ તે તો જ્યારે આપણા સંબંધની જડ ધર્મક્ષેત્રમાં નખાય ત્યારેજ બને.

ગાંધીજી

## ૧૦. માતુશ્રી શિવકાશી

આગળ કહ્યું છે તેમ વ્યવહાર એ શિવકાશીની પ્રવીણતાનો ખાસ વિષય હતો. "એમની વ્યવસ્થા–શક્તિ તથા બીજાંને સમજાવી ત્હેની પાસે ધાર્યું કામ કરાવવાની શક્તિ," એમની હિંમત તથા એમની સમયસૂચકતા વિલક્ષણ પ્રકારનાં હતાં. ઘણા પ્હોંચેલા સોનીઓને

તેઓની ચોરી પકડીને તથા તેઓએ યુક્તિથી સંતાડેલું સોનું પાછું કઢાવીને, એમણે તાજુબી તથા ગભરાટમાં નાખ્યા હતા. આવા પ્રસંગ તો અમના જીવનમાં ઘણા બન્યા હતા, અને તે પ્રસંગોએ પોતાનાં બુદ્ધિબળ, ડહાપણ, હિંમત તથા આગ્રહથી એમણે સર્વને છક કર્યા હતાં. ઘરનો વહિવટ પણ એ સારી રીતે કરતાં અને "કુટુમ્બની સબળી તેમજ નબળી સ્થિતિમાં સમય જોઈને વર્તતાં"

એક પાસથી એમની બુદ્ધિ આવી ઠરેલ તથા વ્યવહારૂ હતી, ત્યારે બીજી પાસથી કેટલીક ઉપયોગી કળાઓ તે એવી સારી જાણતાં હતાં કે તે કળાઓમાં એમના સમયમાં એમની જોડી મળવી મુશ્કેલ હતી. રસોઈની કળામાં તો એ પૂરેપૂરાં પ્રવીણ તથા ખાસ પંકાયલાં હતાં. ગાવામાં પણ કુશળ હતાં. જોકે શાસ્ત્રીય તાલીમ એમના જમાનાની સ્ત્રીઓને મળી હોય એતો અશક્ય જ હતું, છતાં પોતાની સ્વાભાવિક શક્તિ ને મ્હાવરાથી તેમજ મહેનતથી એમણે ઘણી ખીલવી હતી. વળી ગરબાઓ, ગીતો, ભજનો કવિતાઓ ઈત્યાદિ જે એમને મોઢે હતાં ત્હેની સખ્યા એટલી બધી મોટી થાય કે આખા વર્ષનું ગોખેલું પરીક્ષાને બીજે જ દિવસે ભૂલી જનાર આપણા ઘણા વિદ્યાર્થીઓને એમના આગળ શરમાવું પડે. આ વાત જાણવા જેવી છે કે "સરસ્વતીચદ્ર" માં જે જૂનાં ગીત વગેરે નજરે પડે છે અને તેમાંથી ગોવર્ધનરામનાં બનાવેલાં નથી, ત્હેમાંનો કેટલોક ભાગ એમણે પોતાનાં માતુશ્રી પાસેથી મેળવેલો હતો. આ કળાઓ ઉપરાંત, ન્હાનપણમાં તરવાની કળા પણ એ બહુ સારી રીતે શીખ્યાં હતાં. પોતે કહેતાં કે "હું ન્હાની હતી ત્યારે મ્હોટા મ્હોટા તારાઓની પણ હિંમત ચાલે નહિ, એવા ઉંચા ઝાડ ઉપરથી ભૂસ્કા મારતી તથા, આખુ તળાવ તરી જતી." આ સંબંધી તે એક પ્રસંગ જણાવતાં, જે એમની આ શક્તિ ઉપરાંત એમનાં સાહસ, હિંમત, સમયસૂચકતા વગેરે ગુણો ઉપર પણ વિશેષ પ્રકાશ નાખે છે.

એક વાર એવું બન્યું કે શિવકાશી ને આસરે બાર ચૌદ વર્ષનાં

હશે તે આવી રીતે ભૂસ્કો મારવા માટે નડિઆદના એક તળાવ પાસેના ઝાડ ઉપર ચઢયાં હતાં. ત્યાંથી પડતું મૂકે તે પહેલાં એમની નજર નીચે ગઈ, તો પોતાના શ્વસુરપક્ષના કોઇ મોટી ઉમ્મરના પુરૂષને જોયો. ભૂશકો મારવો એટલે એમની નજરે પડયા વિના રહેવાય નહિ, તેમ ઝાડ ઉપરથી ઉતરવું એ પણ યોગ્ય કે ઇષ્ટ ન્હોતું. એટલે, શું કરવું ત્હેનો નિશ્ચય એક ક્ષણમાં કરી લઈ, શિવકાશીએ પોતાની ટેવ મુજબ તળાવમાં ભૂસ્કો માર્યો. પરંતુ પાણીમાં પડયા પછી પાછાં ઉપર આવવાને બદલે પાણીમાં ને પાણીમાં રહી દુર નીકળી ગયાં, અને આખું તળાવ તરી ઠેઠ સામે આરે નીકળ્યાં. પેલા પુરૂષે એમને પડતાં દીઠાં અને તરત ઓળખ્યાં. પરંતુ પાણીમાં બહાર આવતાં જોયાં નહિ એટલે એકદમ પેટમાં ધ્રાસકો પડ્યો કે "અરે, બિચારી ડુબી ગઇ હશે કે શું ?" તેથી બહાવરા બનીને આ સમાચાર ઘેર કહેવા માટે શિવકાશીને સાસરે દોટ મૂકીને ગયા અને "શિવ-કાશી તો ડૂબી ગઇ...નાદાન છોકરી...ઘરમાંથી કોઇ કહેનાર મળે નહિ તે બીજું શું થાય?...છોકરી માણસને તે તરવાના છંદ શા? હા, હા, મ્હેં નજરોનજર જોઇ...અરે હાય! કેવા ઉંચા ઝાડ ઉપરથી ભર તળાવમાં ભૂસ્કો માર્યો..." વગેરે વગેરે શબ્દોથી બધાંને ગભરાવી માર્યા. તેઓ હાંફળાં હાંફળાં થઇ શિવકાશીની તપાસ કરવા તથા આ ખેદકારક સમાચાર જણાવવા એકદમ શિવકાશીને ઘેર ચાલ્યા. આણી પાસથી શિવકાશી આખું તળાવ તરી સ્હામી પાસને આરે નીકળ્યાં. અને પોતાનાં લુગડાંલત્તાં ત્યાંથી પહેરી લઈ, પેલો માણસ ઘેર વાત કરશે તો કદાચ ઠપકો મળશે એમ બ્હીતાં બ્હીતાં પણ બ્હારથી શાન્ત દેખાવ રાખતાં, ઉતાવળે પગલે ઘેર પહોંચી ગયાં; અને, જાણે કશું બન્યું જ ન હોય એમ, મૂંગે મ્હોંયે, ઘરના કામમાં વળગ્યાં. એટલામાં તો એમના સસરાના ઘરનાં બેબાકળાં બનેલાં માણસો આવી પહોંચ્યાં, ને એકદમ શિવકાશી વિષે પૂછપરછ કરવા મંડયાં. તે સમયે જ્યારે શિવકાશીનાં

માતુશ્રીએ "શિવકાશી! એ તો ક્યારની આવી છે! એ ઘરમાં કામ કરે!" એમ જવાબ દીધો, તથા જ્યારે ડૂબેલાં માનેલાં શિવકાશીને ઠંડે પેટે ઘરમાં કામ કરતાં તેઓએ જોયાં, ત્યારે તેઓ બિચારાના મ્હોં કેવાં ચોભીલાં પડી ગયાં હશે, તથા પ્રથમ સંદેહ, પછીથી આનન્દ તથા છેવટે આશ્ચર્ય એમની મુખમુદ્રાઓ ઉપર કેવી દોડંદોડ કરી રહ્યાં હશે તેમજ શિવકાશીએ તેઓની આ અવસ્થા જોઈ કેવી ગુપ્ત રમુજ મેળવી હશે, એ સર્વનો ખ્યાલ તો વાંચનારેજ કરી લેવો.

"શ્રીયુત ગોવર્ધનરામ" **કાન્તિલાલ છગનલાલ પંડયા**

'શ્રીયુત ગોવર્ધનરામ' નામનું જીવનચરિત્ર શ્રી. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ લખ્યું છે તેમાંથી આ એક પ્રકરણ છે

પ્રવીણતા–હોશિયારી. શ્વસુરપક્ષ–સાસરું. છંદ–શોખ. ખેદકારક–શોકજનક ચોભીલાં–છોભાં. અવસ્થા–હાલત. ગુપ્ત–છૂપી. રમૂજ–ગમ્મત. સબળી–સારી.

---

## ૧૧. ઉછરતા લેખકને

સારા કવિઓ અને ઉત્તમ કવિતા વાંચો, ઉત્કૃષ્ટ સાહિત્યનો મનન કરી કરીને અભ્યાસ કરો, તેમાં ગુણ કયા, શા કારણથી તે ગુણ ગણાય, કયા અને શી રીતે સાધ્યા છે, એ સર્વ વિષયમાં વિહરીને વિવેકબુદ્ધિ અને રસેંદ્રિયોને કેળવો, દરેક સાચી કવિતામાં કવિનું પ્રધાન વક્તવ્ય જે એનું "દર્શન" તેની રેખાઓ મૂલ પ્રમાણેજ ત્હમારી કલ્પનામાં છપાય એને માટે ત્હમારી શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરી કરીને મથો; **घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधम्**—તેમ આવું વારંવાર બુદ્ધિઘર્ષણ ઠીક ઠીક સહન કરી શકે, અને ઘર્ષણે ઘર્ષણે નવા બુટ્ટા, નવી છટા, નવા ફુવારા, નવી જ્યોત, નવો પ્રસાદ અનુભવાય, તેને જ સારી કવિતા માનો, ન ઇતરને. વળી જ્ઞાન ચોતરફ વધારો, સારું ગદ્ય લખવાનો મ્હાવરો પાડો. ભાષાશક્તિ મેળવો, અને ખીલવો; એ માર્ગ જ આ પ્રકારનો શક્તિવિકાસ મેળવવાને માટે સાચા ભક્તનો રાજમાર્ગ છે. એમ

કરતાં કરતાં પ્રેરણા જાગશે અને યોગ્ય વિષય જડશે અને ખીલવી શકશો, તો ત્હમે પણ કવિ થશો, કેમ નહીં? હાલના સમયના—કોઈ પણ સમયના—મોટા ગણાતા કવિ અને વિદ્વાન અને વિવેચક અનુદાર અને મત્સરી પણ હશે. ભલે રહ્યા! પ્રતિભા ઇશ્વરના આલમનૂરનું કિરણ છે. ત્હમારી કોઈ કોઈ કૃતિમાં એ જરા પણ ચમકશે, તો તેઓ ઝમાનો અને ઝમાનાની પ્રગતિ આગળ ઝખ મારે છે. ત્હમે પોતે ત્હમારી કૃતિઓના નિખાલસ અને ઉંડામાં ઉંડા ટીકાકાર બનો. ત્હમને જે દોષ જણાય તેને બીજાઓ ગુણ ગણે તો પણ દોષ જ ગણો અને તે સુધારી સુધારીને આત્મપ્રયાસે જાતિબળે ઊંચા ચ્હડો. સાહિત્યગિરિરાજનો ચ્હડાવ આ રીતે જ ચ્હડવાનો છે. ભાષામાતા ત્હમને કેડે બેસાડીને ચ્હડાવવાની નથી.

**—બળવંતરાય ઠાકોર**

**ઘૃષ્ટં**—ચંદનને જેમ વધુ ને વધુ ઘસવામાં આવે તેમ તેમ તેનામાંથી ખૂબ મધુરી ફોરમ આવે છે શ્રી. ઠાકોર અહીં એમ કહેવા માગે છે કે નવા ઉગતા લેખકો કશી ઉતાવળ કર્યા સિવાય ખૂબ વાંચી વિચારીને જ લખશે તો સારૂં ગદ્ય લખી શકશે. અનુદાર—(અન્+ઉદાર) બીજાના વિકાસમાં સમતા વિનાના. મત્સરી—અદેખા. પ્રતિભા—સુંદર શક્તિ. આલમનૂર—દુનિયાનું તેજ.

---

## ૧૨. બળિનું રાજ્ય

બળિ રાજાએ દાનનું વ્રત લીધું હતું. માગનાર જે માગે તે બળિરાજા તેને આપતો. બળિરાજ્યમાં જીવહિંસા, સુરાપાન અગમ્યાગમન, ચોરી અને વિશ્વાસઘાત આ પાંચ મહાપાપોનું નામ સરખું પણ ન હતું. સર્વત્ર દયા, દાન અને ઉત્સવ વર્તતાં હતાં. બળિએ આખરે સર્વસ્વ વામનમૂર્તિ શ્રીકૃષ્ણને અર્પણ કર્યું. બળિના આ દાનશૌર્યના સ્મારક તરીકે શ્રી વિષ્ણુએ બળિને નામે ત્રણ અહોરાત્રનો તહેવાર નક્કી કર્યો. એ જ આપણી દીવાળી, બળિના રાજ્યમાં

આળસ, મલિનતા, રોગ અને દ્રારિદ્રનો અભાવ હતો. બળિના રાજ્યમાં કે લોકોમાં અંધકાર નહતો. સૌ પ્રેમથી રહેતા હતા. દ્વેષ, મત્સર, કે અસૂયાનું કારણ જ ન હતું. બળિનું રાજ્ય એટલું બધું લોકકલ્યાણકારી હતું કે પ્રત્યક્ષ શ્રી વિષ્ણુ તેના દ્વારપાળ થઈને રહ્યા હતા. તેથી જ એમ નક્કી કરવામાં આવ્યું કે બળિરાજાના સ્મારકમાં આ તહેવાર પહેલાં લોકોએ કાદવકીચડ અને ગંદકી કાઢી નાખવી, જ્યાં જ્યાં અંધારૂં હોય ત્યાં દીપાવલીની શોભા કરવી, લોકોના પ્રાણ હરનાર યમરાજનું તર્પણ કરવું, પૂર્વજોનું સ્મરણ કરવું, મિષ્ટાન્ન–ભક્ષણ કરવું, સુગંધિ–ધૂપદીપ–પુષ્પપત્રથી સુન્દરતા ભેગી કરવી. આ દિવસોમાં સંધ્યાકાળની શોભા એટલી બધી મનોહારી હોય છે કે યક્ષ, ગન્ધર્વ, કિન્નર, ઔષધિ, પિશાચ, મન્ત્ર અને મણિ એ બધાં જ ઉત્સવથી નર્તન કરે છે. બળિરાજનું સ્મરણ કરી લોકો ચિત્રવિચિત્ર રંગથી સાથિયા પૂરે છે. સફેદ ચોખા ગોઠવી જાત જાતનાં સુંદર ચિત્રો બનાવે છે. ગાય બળદ વગેરે ગૃહ્ય પશુઓને શણગારી તેમનું સરઘસ કાઢે છે, શ્રેષ્ઠ અને કનિષ્ઠ સઘળા એક થઈ 'વષ્ટિકાકર્ષણ'ની રમત રમે છે. 'વષ્ટિકાકર્ષણ' એ યુરોપીઅન લોકોની દોરડું ખેંચવાની 'ટગ ઑફ વૉર'ની રમત જેવી એક રમત છે. આને જ આપણે 'ગજગ્રાહ'નું નવું નામ આપ્યું છે. વળી જૂના વખતમાં તો રાજા લોકો દીપાવલીને દિવસે પોતાની રાજધાનીના બધા છોકરાઓને સાર્વજનિક આમંત્રણ આપતા અને તેમને રમાડતા.

સુગંધિત દ્રવ્યનું મર્દન કરી નહાવું અને જાત જાતના દીવાઓ હારબંધ ગોઠવવા અને મિત્રો સાથે મિષ્ટાન્નનું ભોજન કરવું એ દીવાળીનો મુખ્ય ભાગ છે. બળિરાજ્યમાં પ્રવેશ કરવો હોય તો દ્વેષ મત્સર, અદેખાઈ, અપમાન વગેરે સર્વ ભૂલી જઈ બધા સાથે એકદીલ થઈ જવું એ અત્યન્ત મહત્ત્વનું છે. અને આવી રીતે નિષ્પાપ થઈ વર્ષમાં પ્રવેશ કરવો એ આપણો પ્રાચીન રિવાજ છે.

આજ દિવસે સત્યભામાએ શ્રીકૃષ્ણની મદદથી નરકાસુરનો નાશ

કર્યો હતો અને સોળ હજાર રાજકન્યાઓને મુક્ત કરી હતી. દીપાવલીના ઉત્સવમાં સ્ત્રીઓની ઉપેક્ષા કરેલી નથી. સ્ત્રીપુરૂષ વચ્ચેના સર્વ સંબન્ધોમાં ભાઈબ્હેનનો સંબંધ શુદ્ધ સાત્વિક પ્રેમનો અને સમાનતાના ઉલ્લાસનો હોય છે. પતિપત્ની સંબન્ધ અથવા માતા–બાળકનો સમ્બન્ધ આટલો વ્યાપક અને આટલો ઉલ્લાસયુક્ત નથી હોતો.

ધનતેરશથી ભાઈબીજ સુધીના પાંચે દિવસ સાથે યમરાજનું નામ જોડાએલું છે. એનો ઉદ્દેશ શો હશે ? ઇન્દ્રપ્રસ્થનો રાજા હંસ મૃગયાને માટે ફરતો હતો. તેનું હૈમ નામના એક નાનકડા રાજાએ આતિથ્ય કર્યું. તેજ દિવસે હૈમને ત્યાં પુત્રોત્સવ હતો. રાજા આનંદ કરે છે એટલામાં ભવિતવ્યતાએ આવીને કહ્યું કે વિવાહ પછી ચોથેજ દિવસે આ પુત્ર સર્પદંશથી મરી જશે. હંસ રાજાએ આ પુત્રને બચાવવાનો નિશ્ચય કર્યો. યમુનાના એક ધરામાં એક સુરક્ષિત ઘર બાંધ્યું અને હૈમ રાજાને ત્યાં રહેવાનું કહ્યું. સોળ વરસ પછી રાજપુત્રનો વિવાહ થયો. ચોથેજ દિવસે આવા દુર્ગમ સ્થાનમાં પણ એક સર્પ પ્રગટ થયો અને રાજપુત્ર મરાયો. આનન્દની ઘડી અપાર શોકની થઈ ગઈ. ક્રૂર યમદૂતોને પણ આ કરુણ પ્રસંગે દયા આવી અને તેમણે માગી લીધું કે દીપાવલિના પાંચ દિવસમાં જેઓ દીપોત્સવ કરે તેમના પર આવો કઠણ પ્રસંગ ન આવે.

આ થઈ ધનતેરસની વાર્તા. કાળીચૌદશને દિવસે તો યમરાજનું અને ભીષ્મનું તર્પણ ખાસ કહેલું છે. દીવાળી તો અમાવાસ્યાનો દિવસ. તે દિવસે, યમલોકવાસી પિતૃઓનું પૂજન અને પાર્વણ શ્રાદ્ધ કરવુંજ પડે. પડવાને દિવસે યમરાજ સાથેની કંઈ વાર્તા નથી, પણ એમ માનવાને હરકત નથી કે યમરાજ પણ તે દિવસે નવા ચોપડા શરૂ કરતા હશે. ભાઈબીજને દિવસે યમરાજ પોતાની બ્હેન યમુનાને ત્યાં જમવા જાય છે. દીપાવલીના સ્વચ્છન્દ સાથે યમરાજનું સ્મરણ રાખવામાં ઉત્સવકારોનો ઉદ્દેશ ગમે તે હોય, પણ તેની અસર બહુ

સારી હશે એમાં કંઈ શક નથી. જેણે ઉત્સવમાં પણ સંયમ રાખ્યો હશે એજ યમરાજના પાશમાંથી મુક્ત રહી શકે છે.

**દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર**

સુરાપાન-દારૂ પીવો તે. અગમ્યાગમન-ન જવા યોગ્ય સ્થળે જવું તે; વ્યભિચાર. વર્તતા હતાં-જણાતાં હતાં. અહોરાત્ર-રાત ને દિવસ. અસૂયા-અદેખાઈ. ગૃહ્ય-ઘરનાં. નિષ્પાપ-પવિત્ર. ભવિતવ્યતા-ભવિષ્યદેવ.

---

## ૧૩. મારૂં નામ ઉમારી નહીં

[ શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠકે 'પચાસ વર્ષ પછી' એ નામની એક સુંદર રોચક નવલકથા લખીને એમાં સ્વતંત્ર બનેલું ભારત, પરતંત્રતાની વેદનામાં સડતા આફ્રિકાને સ્વતંત્ર બનાવવા માટે કેવાં સાહસ કર્મો કરે છે તેનો એમાં ખ્યાલ આપ્યો છે. આ પુસ્તકની પ્રસ્તાવના 'પ્રસ્થાન'ના તંત્રી શ્રી૦ રામનારાયણ વિશ્વનાથ પાઠકે લખી એની સાર્થકતાની સારી પ્રશંસા કરી છે.

આ પ્રકરણ આફ્રિકામાં ધોળી ચામડીનો કાળી ચામડી ઉપર કેટલો જુલમ છે તેની અહીં બેઠાં નવી દૃષ્ટિ આપે છે. સ્વતંત્ર વિદ્યાર્થીઓ અને છાત્રોની ખૂબ વર્ષો લગી પરતંત્રતા વેઠેલા શિક્ષકો અને ગૃહપતિઓ પણ યોગ્ય કદર કરી શકતા નથી એનો અહીં ચિતાર રજૂ થાય છે. એટલુંજ નથી, પણ માત્ર લાગવગથી 'ચોર કોટવાળને દંડે' એવી અવળી સ્થિતિનો અન્યાય તથા અત્યાચાર ઉમારીને અસહ્ય નીવડે છે. વળી હિંદીઓના કુંઠિત માનસ માટે તેને ખૂબ ઝાળ લાગે છે. આ આખું પુસ્તક વિદ્યાર્થીઓ રસપૂર્વક વાંચી જાય એવું છે તથા નવીન માનસના ઘડતર માટે એટલુંજ ઉપયોગી હોઇ આ પ્રકરણ વાંચ્યા પછી તે આખું પુસ્તક વિદ્યાર્થીઓ વાંચી જાય એવી આશા છે.]

નૈરોબીના બજારમાં ઉમારી એક દોસ્ત સાથે ચાલ્યો જાય છે. હાથમાં રૂમાલની અંદર કેળાં છે. બન્ને દોસ્તો ગામગપાટા લગાવતા ચાલ્યા જાય છે. એમાં પાછળથી એક અંગ્રેજ કારકૂન મારતી સાયકલે નીકળ્યો. ઘંટડી વગાડી નહિ હોય કે બે દોસ્તોએ વાતોમાં સાંભળી નહિ હોય, ગમે તેમ પણ સાયકલ ઉમારી સાથે ભટકાઈ અને અંગ્રેજ

જુવાન એક તરફ ગબડી પડયો. બહુ વાગ્યું તો નહિ. પણ રસ્તો તાજો છંટાયલો હોવાથી પાટલૂન ખરડાયું. અંગ્રેજ રીસમાં ઉઠયો. 'યૂ શેન્જી' કહીને ઉમારીના પડખામાં ઠોંસો લગાવી દીધો. તરતજ ઉમારીનો પિત્તો ગયો. સાયકલના પેડલથી એની પિંડીમાંથી લોહી નીકળ્યું હતું. માફી માગવાને બદલે ગોરાએ ઠોંસો માર્યો ત્યારે ઉમારીનો મિજાજ હાથથી ગયો. આગળ પાછળનો વિચાર કર્યા વિના 'શેન્જી બાબા યાકો' કહીને હાથમાંનો કીબોકો ગોરાના બરડામાં ફટકાર્યો ! બસ ખલાસ ! એક તો ગોરો અને એમાં અંગ્રેજ; ધુંઆં પુઆં થઇ ગયો. ઉમારીને બોચીએ ઝાલ્યો. મુક્કા અને લાતો લગાવવા માંડયો. માણસનું મોટું ટોળું જમા થઈ ગયું. ઉમારી યથા-શક્તિ જવાબ આપતો હતો. બે ત્રણ પોલિસ દોડી આવ્યા. ઉમારીને પકડીને પોલીસ થાણે લઈ ગયા. ગોરા કારકૂને ઉમારી વિરૂદ્ધ ફરિયાદ નોંધાવી. ઉમારીને અટકમાં રાખ્યો.

છાત્રાલયના ગૃહપતિને ખબર પડી એટલે એ બબડયા; "એ હરામખોર એજ લાગનો હતો.

ગોરા ઉપર હાથ લગાડવાનો આ પહેલો જ .પ્રસંગ હતો. અજ્ઞાન આફ્રિકનો અંદર અંદર વાતો કરવા લાગ્યા; "પાંચ વરસની જેલ મળશે."

નૈરોબીમાં ઇસ્માઇલ કરીને એક આફ્રિકન બેરિસ્ટર હતા. તાજા જ વિલાયતથી આવેલા. તેમને ખબર મળ્યા. તરત પોલીસ ચોકીએ આવ્યા. ફોજદાર આફ્રિકાવાસી હતો. બેરિસ્ટરને સલામ કરી એણે ખુરશી આપી.

"કેમ પધારવું થયું બાના ?" ફોજદારે વિનયથી પૂછ્યું.

"આજે તમે એક છોકરાને અટકમાં લીધો છે ?"

"હા, કેમ ?"

"એને છોડવવા આવ્યો છું."

"અરે જવા દો બાના, એ તો બહુ તોફાની છે, આખા

શહેરમાં એના જેવો હરામખોર કોઈ નથી. આપ વિચાર તો કરો, નહિતર ગોરા ઉપર હાથ ઉપાડે?" ફોજદારે ખૂણામાં બેઠેલા ઉમારી તરફ તિરસ્કારભરી નજર ફેંકી.

"હશે જે થયું તે થયું. આ વખતે છોડી મૂકો."

"મને ઉપરી તરફથી ઠપકો મળે."

"હું તમારા ઉપરીને વાત કરતો આવ્યો છું. એણે કહ્યું છે કે ફોજદારને ઠીક લાગે તો છોડી મૂકે. આ વખતે આટલી દયા કરો, ફરી આવું નહિ કરે."

ફોજદાર પીગળતો લાગ્યો. ઈસ્માઇલે ચોમેર નજર ફેરવી. ઉમારી ખૂણામાં બેઠો હતો. ફોજદારને સારૂં લગાડવા ઈસ્માઈલે ઉમારીને કહ્યું: "છોકરા! આમ આવ, જો તારી વતી હું માફી માગું છું. ફોજદાર સાહેબ દયા કરીને આ વખતે છોડી મૂકે છે, ફરી આવું કરીશ નહિ."

શબ્દે શબ્દે ઉમારીની છાતીમાં તીર ભોંકાયાં. એનું માથું ભમવા લાગ્યું. એને થયું: 'આ મારા દેશભાઈઓ! આટલા ક્ષુદ્ર! પેલો ગોરો વિના કારણ મને મારી ગયો, ઉપરાંત મને અટકમાં રાખ્યો અને હવે આ ભાઈસાહેબ બધો વાંક મારો હોય તેમ મારી વતી માફી માગવા આવ્યા છે! ઉમારીથી આ ન સંખાયું. એ ગરજી ઉઠ્યો: "તમને બીજાની વાતમાં ડહાપણ કરવા કોણે બોલાવ્યા છે? એક ગોરો કારકુન ભરબજારમાં તમારા ભાઈને મારે, કેદ પુરાવે તમારે એને છોડવવા દયાની ભીખ માગવી પડે! તમને સ્વમાન છે કે નહિ? મહેરબાની કરીને ઘર ભેગા થઈ જાઓ. મારી વતી કોઇને માફી માગવાની જરૂર નથી."

બેરિસ્ટર સાંભળી રહ્યો. ફોજદારે હસીને કહ્યું: "હું નહોતો કહેતો કે છોકરો એ જ લાગનો છે?" સાંભળીને ઉમારી ફરી તડૂક્યો: "હા, હા, એ જ લાગનો છે. તારૂં ચાલે તો ફાંસીએ લટકાવજે."

ભલા બેરિસ્ટરે ઉમારીને બાળક ગણી એની વાત કાને ધરી નહિ. ફોજદારને કહ્યું: "એના બોલવા સામે ન જોતાં આ એક વાર મારી ખાતર છોડી મૂકો." ઉમારી કંઈક બોલવા જતો હતો પણ આ ભલા માણસની લાગણી ન દુભવવા મૂંગો રહ્યો.

ફોજદારે પોલીસને હુકમ કર્યો: "છોડી મૂકો એ હરામખોરને! ખબરદાર હવે ગોરા ઉપર હાથ ઉપાડ્યો તો."

"ગોરા" શબ્દ સાંભળીને ઉમારી ઉછળી પડ્યો. "હાથ નહિ ઉપાડું, હવે કીબોકો યે નહિ મારૂં, પણ ફરી કોઈ આવી તુમાખી કરવા આવશે તો ચામડી ઉતરડી નાંખીશ. તમારે એનો રોટલો ખાવો છે, મારે નથી ખાવો. તમને તમારા દેશનું અભિમાન નથી, મને છે. આ ગોરા આપણા જ દેશની અંદર આપણીજ કાંધ ઉપર ચડી બેઠા છે. રાતદિવસ એ આપણું લોહી ચૂસી રહ્યા છે. અરે! આપણને પશુસમાન ગુલામ ગણે છે. પણ હું સોગન ખાઈને કહું છું ......" ઉમારી ટટ્ટાર થયો, છાતી સહેજ આગળ આવી, હાથની મુઠ્ઠીઓ વળાઈ ગઈ. ચહેરા ઉપર ખુદાઈ નૂર આવ્યું. એણે જુસ્સાથી વાક્ય પૂરૂં કર્યું. "કે સત્તાના મદમાં છકી ગએલા આ ગોરાઓને આફ્રિકાનો કિનારો છોડાવી ન દઉં તો મારૂં નામ ઉમારી નહિ."

બેરિસ્ટર અને ફોજદાર દિગ્મૂઢ બની તેના કાંતિમાન ચ્હેરા તરફ જોઈ રહ્યા. બેરિસ્ટરને સલામ કરી ઉમારી ચાલ્યો ગયો.

"છોકરો જબરો છે!" બન્નેના મુખમાંથી એક સાથે ઉદ્ગાર નીકળી પડ્યા.

—રામનારાયણ ના. પાઠક

---

× યુશેન્જી—જંગલી. શેન્જી બાબા યાકો—જંગલી તારો બાપ. કીબોકો—ગેંડાની ચામડાની સોટી.

# ૧૪. વેલ્સ દાદા

ચતુર્વેદી બટુકશંકર શર્મા કાશીમાં ભણી ગણી ખટશાસ્ત્રમાં પારંગત થઇ નટપુરમાં પધાર્યા. તેમની સાદાઈ, તેમનો વિવેક, તેમની બુદ્ધિ અને તેમનું જ્ઞાન જોઇ બ્રાહ્મણોએ તેમને અગ્રપદ આપ્યું. તેમનામાં ફક્ત એક જ ખોડ, મહામુનિ દુર્વાસાના વારસ આ બ્રહ્મદેવો ને જે ઉગ્રતા વારસામાં મળી હતી તેનો ભાગ તેમને પણ વારસામાં મળ્યો હતો અને કાશી જઇ ભણીગણી આવ્યા ત્યારબાદ તે વારસો તેમણે સારી રીતે કેળવ્યો હતો.

શ્રાવણ માસના પ્રથમ સોમવારે નાહી ધોઇ, શરીરે સ્વચ્છ રેશમી વસ્ત્ર પહેરી, હાથમાં ફૂલપાત્ર ને પૂજાપો લઈ તે શિવપૂજા માટે જતા હતા એટલામાં સામેથી એક કાંકરો ઉડયો ને તેમને આવી અડયો. તરત તેમની ડોક ઉંચી થઈને નજર ચોતરફ ફરી ત્યાં કાળીઆ મહેતરનો છોકરો ઉકળીઓ કાંકરા ઉછાળતો જોવામાં આવ્યો ને તેમનો ક્રોધ ભભૂકી ઉઠયો. હલકી મહેતરની જાતનો છોકરો કાંકરા ઉછાળે અને તેના અપવિત્ર હાથમાંથી છૂટેલો અપવિત્ર કાંકરો શુદ્ધ ઉચ્ચ કોમના બ્રાહ્મણને અને તેમાંએ વળી ભણેલા પંડિતને અડકે! આ વાત તેમનાથી ખમાઇ નહિ. તેમની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તે પોતાનું ઉચ્ચતર પદ ભૂલ્યા અને કનિષ્ટ પક્ષને પણ શરમાવે એવી વાણી બોલ્યા, એટલું જ નહિ પણ પાસે પડેલો નાનો સરખો પત્થર ઉંચકી જોરથી તેમણે ઉકળીઆ તરફ ફેંકયો. તે પત્થર જતોકને લાગ્યો ઉકળીઆના કપાળ ઉપર, અને ત્યાંથી લોહીની ધારા છૂટી. હવે બ્રાહ્મણનો ક્રોધાગ્નિ શાંત થયો ને તે ઘેર ન્હાવા ગયા.

ઉકળીઆનું ત્યાં કોણ? જે હોય તે કહે "એ જ લાગનો, સાળો ફાટયો છે. રસ્તે કોણ જાય છે તે જોવું નહિ ને બધાને અભડાવી માર્યા. આજકાલ આ મહેતરો તો હદ વાળે છે. આ ઈંગ્રેજના રાજનાં ઢેડ મારે ધકકે.'

ઉકળીયાની ચીસ સાંભળી તેનો બાપ કાળીઓ પાસેના ઝધડીયો

વાડો સાફ કરતો હતો તે દોડી આવ્યો. તે શું કરે બિચારો? નાગરવાડામાં તેનું કોણ સાંભળે? ત્યાં કોઇ જાની તો કોઈ પંડ્યા ને કોઈ યાજ્ઞિક, બિચારા બટુકશંકર શર્મા અભડાયા ને તેમને નહાવા જવું પડયું તેને માટે એ બધાને અફસોસ થતો હતો અને તેમને કોઈને આ મહેતરની પડી નહોતી. કાળીઓ પોતાના દીકરાને છાનો રાખવા પ્રયત્ન કરે ને તેના કપાળમાંથી નીકળતું લોહી અટકાવવા કંઈ ચીથરાના પાટાપૂટી કરવા જતો હતો ત્યાં આઘેથી 'ખસો ખસો'ની બૂમ પડી.

બધા આઘા પાછા થવા માંડયા. દૂર કોઈ સાહેબ આવતા જણાયા. તે જીલ્લાના હાકેમ કલેકટર સાહેબ હતા. તેમનો મુકામ નટપુરમાં હતો ને તે ગામ જોવા નીકળ્યા હતા. લોહીથી ખરડાયલા ઉકળીઆને જોઈ તે ઉભા રહ્યા ને પટાવાળાને હુકમ કર્યો કે તેને ઇસ્પિતાલમાં લઈ જાઓ. સાહેબે તેને હાથ પણ અડાડયો. કોની મગદૂર કે તેમને ના કહે? સુધરાઇના અમલદારો, પ્રમુખ સાહેબ વગેરે બધા ચુપાચુપ ઉભા. તે બધા અભડાયા, પણ સત્તા આગળ શાણપણ શા કામનું? ઉકળીઓ ઇસ્પિતાલમાં પહોંચ્યો ને ત્યાં તેનો ઘા ધોઈ પાટો બાંધ્યો. કલેકટર સાહેબે મોકલેલા દરદીને ઇસ્પિતાલમાં બે દહાડા રાખવાનું દાક્તરે નક્કી કરી તેને ઇસ્પિતાલના કપડાં પહેરાવ્યાં.

ગામમાં ચક્કર મારી આખી સવારી ઇસ્પિતાલ તરફ આવી ને ત્યાં તેમણે બધાએ ચોકખા કપડામાં સજ્જ થયેલો ઉકળીઓ જોયો. તેની ચામડી ઘઉંવર્ણી હતી ને તે શરીરે પણ ભરાઉ હતો. સાહેબને તેનું મ્હોં ગમ્યું ને તેમણે કાળીઆ મહેતરને તે છોકરાને ભણાવવાની સલાહ આપી. કાળીઆએ કહ્યું: 'બાપા! તે બધું ખરૂં, પણ મજ ગરીબનું એ ગજું નહિ.' સાહેબે પોતે તેને મિશન સ્કુલમાં મૂક્યો ને ત્યાંના પાદરીને ભલામણ કરી.

ઉકળીઓ ધીમે ધીમે ઠીક ભણ્યો ને વળી તે અંગ્રેજી છઠ્ઠી

સુધી ગયો. તેનું નામ હવે ઉકળીઆ કાળીઆ વેલ્સ હતું! વેલ્સ કલેકટર સાહેબની મહેરબાનીથી બચ્યો ને ભણ્યો તેથી ખ્રિસ્તિ થઇ ગયો ને તેને બધા ઉકળીઆ કાળીઆ વેલ્સ કે યુ. કે વેલ્સ કહેતા.

તે અમદાવાદ જઇ દાક્તરનું શીખ્યો અને ધીમે ધીમે દાક્તરની નોકરીમાં વધતો વધતો નટપુરમાં જ દાદા તરીકે આવ્યો. જે ઇસ્પિતાલમાં પચીસેક વર્ષ ઉપર દરદી તરીકે દાખલ થયેલો તે જ ઇસ્પિતાલમાં તે હાઉસ સર્જન થાય એ ઓછી વાત! પાછલી વાત તો કોને યાદ હોય? તેનો બાપ કાળીઓ મહેતર ક્યારનોએ મરી ગયેલો અને તેના સગાંવહાલાં પણ તેને ભૂલી ગયેલાં.

ભલભલા દાદાઓ એ ઇસ્પિતાલમાં આવેલા. લોકોની જાણમાં તે દાદા રત્નાકર, દાદા જોગલેકર, વગેરે દક્ષિણીઓ, દાદા રામસિંહ વગેરે હિંદીઓ તથા દાદા હરમતરાય, દાદા મહાશંકર વગેરે ગુજરાતીઓ એવા ઘણા દાદાઓ એ ઇસ્પિતાલમાં થઈ ગયા, પણ આ વેલ્સદાદાએ તો હદ કરી. તેમની ભલમનસાઈ, તેમની કામ કરવાની રીત, અને તેમને હાથે જશ એ બધાથી તેમની કીર્તિ નટપુર અને નટપુરની બહાર બધે પ્રસરી. ઘણા ઘણા દરદીઓ તેમના હાથે સારા થયેલા અને તે અને તેમનાં સગાંવહાલાં તેમની મુક્તકંઠે પ્રશંસા કરે.

એટલામાં ગામના શેઠ રતનચંદનો એકનો એક દીકરો માંદો પડયો. પહેલાં સાધારણ તાવ આવ્યો, ને પછી તેમાંથી થયો ત્રિદોષ. ભલભલા ખાનગી દાક્તરો આવી ગયા. કોઈ કંઈ કહે ને કોઈ કંઈ કહે. નટપુર તેમજ આણંદના મિશનના દાક્તરો પણ આવ્યા. પરંતુ દવા વગેરે કશાની કંઈ ટીકા લાગે નહિ. એટલામાં કોઈએ વેલ્સ દાદાનું નામ દીધું ને તેમને બોલાવી લાવવા આગ્રહ કર્યો. વેલ્સદાદા આવ્યા ને તેમણે એજ દહાડા દવા કરી તેટલામાં તો તે છોકરાએ આંખ ઉઘાડી. જેને હાથે જશરેખા હોય તેને હાથે હંમેશાં સારૂં જ થાય. દવા કરતાં ત્રણ અઠવાડિઆં થયાં કે છોકરો તદ્દન સારો થયો.

શેઠ અને શેઠાણીના હર્ષનો પાર માય નહિ. હવે છોકરાને માથે પાણી નાખવાની ક્રિયા કરવાનો વિચાર કર્યો. તેમના કાઠીઆવાડી દોસ્તોએ એ બહાને મેળાવડો થશે, એમ ધારી એ સલાહ આપી.

ગામના દેસાઈઓ, અમીનો, પટેલો, શેઠીયાઓ, વકીલો, જુદી જુદી જ્ઞાતિના આગેવાનો, દાક્તરો અને પંડિતોને નોતરવામાં આવ્યા. એમાં વેલ્સ દાદા તો હોય જ. પાણી નાખવાની ક્રિયા તેમને હાથે જ થવાની હતી. ક્રિયા પૂરી થઈને બધાએ એક જ પાથરણા ઉપર બેસી દૂધ, બરફી, પેંડા વગેરે ખાધાં અને વાત ચાલી. શેઠે ઉભા થઈ વેલ્સ દાદાનાં ઘણાં વખાણ કર્યાં. બીજા બધાએ સમયાનુસાર કંઈકને કંઈક કહ્યું. પછી એક વકીલ સાહેબનો વારો આવ્યો. તે મ્યુનિસિપાલિટીના આગેવાન સભાસદ હતા, લોકલ બોર્ડમાં તેમની લાગવગ ભારે હતી, અને સરકારમાં તો તેમના તરફ બધાની મહેરબાની હતી. તેમણે કહ્યું કે ભાઇઓ, વેલ્સ દાદાની હાલની વાતો તો આપણને ખબર છે પણ તેમનું વતન કયું, તેમણે કયાં કેળવણી લીધી, વગેરે તેઓ કહે અને તેમના પાછલા ઇતિહાસની એટલે તેમના જીવનવૃત્તાંતની કંઈ તે વાત કરે તો તેથી આપણને ઘણું જાણવાનું મળશે, એમ હું ધારૂં છું. બધા મંડળે આ વકીલને ટેકો આપ્યો.

અત્યાર સુધી વેલ્સ દાદાએ પોતાની અથથી ઇતિ કોઇને કહીજ નહોતી. પણ હવે તેમને કહેવી પડી. તે બોલ્યાઃ

“ સુજ્ઞ મહાશયો ! મારા બચપણની વાત તો મને જ કેટલીક યાદ નથી પણ જ્યારથી મારા નસીબમાં પલટો થયો ત્યારથી વાત કહું. આ ગામના ઋષિ જેવા પૂજ્યશ્રી બટુશંકર શર્માએ જ્યારે મારા અપવિત્ર દેહમાંથી પોતાના હાથે ફેંકેલા પત્થર વતી થોડુંક લોહી કઢાડેલું તે વાત પ્રથમ યાદ દેવડાવું. એક વખત જ્યારે બાળપણમાં મારા પિતા, જેને બધા કાળીઓ મહેતર કહેતા હતા, તેમની સાથે નાગરવાડા પાસે ગયો ને ત્યાં કાંકરે રમતો હતો ત્યારે મારો એક કાંકરો શ્રીમાન બટુકશંકરને અડકયો ને તેઓશ્રીએ મારા તરફ પત્થર

ફેંક્યો ને મારા માથામાંથી લોહી નીકળ્યું. તે વખતે મને મહેરબાન વેલ્સ સાહેબ જે કલેકટર હતા તે આજ ઇસ્પિતાલમાં લઈ આવેલા ને ત્યાંજ મારા ઘા ઉપર દવાદારૂ થયેલા. તે વખતથી મારૂં ભણવાનું શરૂ થયું, અને નાનપણનો ઉકળીઓ કાળીઓ મહેતર તે હું આજે યુ. કે. વેલ્સ છું. મારે મારી આજની દશા માટે ખરો આભાર ત્રણ જણનો માનવાનો છે. એક તો જે માતાપિતાએ મને જન્મ આપ્યો તેમનો, બીજો શ્રીમાન બટુશંકર જેમના મારને પ્રતાપે મારા જેવા ગરીબ તરફ મે. કલેકટર સાહેબનું ધ્યાન ખેંચાયું તેમનો અને ત્રીજા મહેરબાન કલેકટર સાહેબનો પોતાનો કે તેમણે મને ભણાવ્યો. આજની તકનો લાભ લઈ હું એ બધાનો જાહેર આભાર માનું છું. મારા કામને માટે હું મગરૂબ નથી. તેમાં જશ અપજશ પ્રભુ અપાવે છે. તે બધી દોરીના સંચાલક છે, અને તેણે જ શ્રીમાન શેઠજી સાહેબના ચિરંજીવીને ઉગાર્યો છે."

આટલું બોલી તે બેસી ગયા. જ્યારે વેલ્સદાદા બોલતા હતા ત્યારે હાજર રહેલાઓમાં એક ખુણે બેઠેલાં ચતુર્વેદી બટુકશંકરના મોં ઉપર અનેક વિકારો થતા હતા ને તે જ્યારે બેસી ગયા ત્યારે બટુકશંકર ઉજળી પુણી જેવા દેખાતા હતા.

શેઠજીના દિકરાને આરામ થયા બાદ પોતે પણ વેલ્સ દાદાને પોતાના દિકરાને દેખાડવા ઘેર લઇ આવેલા. અને તેમણે પોતે ને તેમના દિકરાએ તેમની દવા પીધેલી. વકીલના એક સવાલે તો ખાના-ખરાબી કરી. તેણે તો પાણી પીધા પછી ઘર પૂછ્યું ને વચ્ચે પોતાને સળવામણ ઉભી કરી. વકીલ કાયદામાં ડાહ્યા ને તે હંમેશા ચોળીને ચીકણું કરે અને અહીં પણ તેમજ કર્યું. પોતે બ્રાહ્મણ કુલદીપક એવા ચતુર્વેદી બટુકશંકર શર્મા એક અધમ મહેતરને અડકયા; અને પોતાના ઘરના બધાંને તેને અડકાડી આખું ઘર અભડાવી માર્યું.

વળી પોતે અને ઘરનાં બધાંએ તેની બનાવેલી દવા પીધી, અને બાકી હતું તેમ તેમની સાથે એક જ પંક્તિએ બેસી દૂધ અને મેવા

મિઠાઈ ખાધાં. આ વિચારે તેમનું માથું ઘૂમ થવા લાગ્યું. તેમને પારાવાર દુઃખ થતું હતું ને ધરતી માર્ગ આપે તો સમાઇ જાઉં એમ થવા લાગ્યું. પણ મન મારવું એ મોટાની મોટાઈ છે, અને ત્યાં શર્મી પાછા પડે એમ ન હતા. કઢી નથી ખાધી પણ કઢીમાંથી વડી ખાધી છે, એમ તે મન સાથે તોડ કહાડવા લાગ્યા. થોડીવારના મંથન પછી તેમને વિચાર આવ્યો કે હવે ઉકળીઓ કાળીઓ પહેલાંનો અધમ મહેતર નહોતો, પણ તે તો મી. યુ. કે. વેલ્સ નામના ખ્રિસ્તિ દાક્તર હતા એટલે ધર્મશાસ્ત્ર પ્રમાણે તે ઢેડાને અડકયાએ નહોતા, ઢેડાનું અડકેલું પાણી કે દવા પીધી નહોતી, અને ઢેડા સાથે પંક્તિમાં બેસી દૂધ પીધું કે ફળાહાર કર્યો પણ નહોતો એટલે તે કોઈપણ રીતે ધર્મભ્રષ્ટ થયા જ નહોતા! આમ જ્યાં મનનો તોડ થયો ત્યાં તેમના મુખારવિંદ પરની ફીકાશ દૂર થવા લાગી ને તેમને શાન્તિ થઈ.

—હરરાય અમુલખરાય દેસાઈ

---

# ૧૫. યતિની વાંછના

[ શ્રી૦ ધનશંકર હીરાશંકર ત્રિપાઠી (જન્મ સંવત ૧૯૪૫ ભાદ્રપદ નડીઆદમાં) જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ ને કેળવણી મેટ્રીક સુધી લીધી છે. ૧૯૧૦ ની સાલથી તેઓ સાહિત્યક્ષેત્રમાં કવિતાઓ દ્વારા પ્રવેશ્યા. શરૂઆતમાં 'સદ્વિલાસી' ઉપનામથી 'સુન્દરી સુબોધ' 'સાહિત્ય' 'આર્ય ધર્મ પ્રકાશ' આદિ માસિકોમાં તેમની કવિતાઓ પ્રકટ થતી. ૧૯૧૨માં 'વાર્ત્તાવૃક્ષ' નામે તેમનું ટૂંકી વાર્તાઓનું પ્રથમ પુસ્તક પ્રકટ થયું. રવીન્દ્રનાથ ટાગોરનાં 'ચોખેરવાલી' અને 'ડૂબતું વહાણ' એમણે અનુવાદિત કરેલાં છે, જે પુસ્તકોની અત્યાર સુધીમાં અનુક્રમે ત્રીજી અને બીજી આવૃત્તિ થઈ ચૂકી છે. 'ગુજરાતી' પત્રમાં સાતેક વર્ષ અને 'ગુજરાતી પંચ' માં અદ્યાપિ સુધી તેઓ તંત્રી મંડળમાં છે. 'ગુજરાતી પંચ' નાં ઘણાં ભેટ

પુસ્તકો તેમણે લખેલાં છે. અનુવાદિત અને મૌલિક એમ મળીને એમણે આસરે ૪૦ નવલકથાઓ લખી છે. ઇતિહાસ એમનો પ્રિય વિષય છે.

'જય ગુજરાત'માંથી લીધેલું નીચેનું પ્રકરણ કેટલીક જૂની માન્યતાઓ ઉપર વેધક દૃષ્ટિ નાંખે છે. આપણી કેટલીક જૂની કહેવતો સાથે આ પ્રકરણનો મેળ વિચારવામાં આવશે તો સમજાશે કે તેમાં સંતતિ અને ગર્ભધારણ ક્રિયા સાથેના સબંધની પરોક્ષ ચર્ચા મળી રહે છે. તેમના આ પુસ્તક સંબંધમાં અનેક અભિપ્રાય—દૃષ્ટિઓએ સમીક્ષા કરી તેની તુલના તેટલીજ સરસ રીતે કરવામાં 'પ્રજાબન્ધુ.' 'સાહિત્ય,' 'ગુણસુન્દરી,' 'ગાંડીવ,' 'પ્રસ્થાન,' 'ગુજરાતીપંચ,' વગેરે શિષ્ટ પત્રોએ સત્કાર કર્યો છે. આ નવલકથામાં વીશળદેવ. વિમદેળવ, વસ્તુપાળ-તેજપાળના સમયના ઈતિહાસને આલેખવામાં આવ્યો છે. જે શૈલીથી શ્રી. ક. મા. મુનશીકૃત 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ,' 'રાજ્યધિરાજ'વગેરે ઐતિહાસિક નવલકથાઓ લખાઇ છે તેજ શૈલીનું અનુકરણ કરવાનો પ્રયત્ન થયો છે. ધીરગંભીર નદીનાં વહેતાં, કંઇક ડહોળાયલાં છતાં સળગ નજરે જોતાં નિર્મળ જળ જેવો સુખ અને શાન્ત આલેખન પ્રવાહ નજરે પડે છે. વિક્રમની તેરમી સદીના અંતિમ વર્ષોમાં ગૂજરાતમાં બનેલા બનાવો કલ્પના મિશ્રણ સાથે ઇતિહાસ રૂપે રજુ થાય છે. આ વાર્તાના આવતા પાત્રોમાં નાગેશ્વર કાક તથા વસ્તુપાળ-મુંજાલ મહેતાની પુનરાવૃત્તિનો રસ અભંગ જળવાઇ રહેતો લાગે છે. ]

"વત્સ, તારો જન્મ આ વૃદ્ધ યતિને આભારી છે. તારાં માતુશ્રી રત્નાળીદેવી એની સાક્ષી પૂરશે."

"એમ?" વિશળદેવે પૂછ્યું: "કેવી રીતે મારો જન્મ એમને આભારી છે, એ કહેવા કૃપા કરો!"

"રાણા વીરધવળને ઘણા કાળ સુધી મુદ્દલ સંતતિ થઈ નહતી." ગોરજીએ કહેવા માંડયું: "તેમને એથી ઘણી ચિન્તા થતી હતી. આસપાસના મંત્રીઓએ અને શુભેચ્છકોએ તેમને એક વધુ રાણી પરણવા સૂચના કરી. પરંતુ ત્રણ રાણીઓને તો તેઓ પરણી ચૂકેલા

હોવાથી એમનું મન ચોથી રાણી કરવા માન્યું નહીં. પંડિતરાજ સોમેશ્વરદેવ અને બીજા વિદ્વાન બ્રાહ્મણોએ જપ અને યજ્ઞયાગદિનો માર્ગ સૂચવ્યો. રાણાએ એક મહા યજ્ઞ કરાવ્યો. એ યજ્ઞ શુદ્ધ અંતઃ-કરણથી કરવામાં આવેલો હોવાથી સુભાગ્યે મહિષી રત્નાળી દેવીને ગર્ભ રહ્યો. દિવસો વહી ગયા. યથા સમયે તેનો પ્રસવ થયો નહિ અને ચિહ્ન તો સઘળાં ગર્ભવંતીનાં રહ્યાં. આ મામલો ચિન્તા-જનક થઈ પડયો. દશ માસ પૂરા વીતી અગીઆરમો માસ બેઠો; બારમો, તેરમો અને એમ પંદર માસ થઈ ગયા પણ પ્રસવ થયો નહીં. આમ કેમ! આનું કારણ શું! રાજેન્દ્રે જ્યોતિષશાસ્ત્રીઓને એકઠા કર્યા; ગ્રહશાન્તિ કરાવી પણ કોઈ ઉપાયે પ્રસવનાં ચિહ્નન જણાયાં નહીં. એમ કરતાં કરતાં વીસ મહિના થવા આવ્યા. રાણી રત્નાળીદેવીતો હવે મુંઝાઈ ગઇ; ગર્ભમુકત ન થવાથી તેને અતિ કષ્ટ થવા માંડયું. હવે જીવવું શા કામનું? આવો વિચાર પોતાના મનમાં કરીને આપઘાત કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેની આસપાસની દાસી-ઓમાંથી એકે તેને સકળ ભારતવર્ષના તમામ તીર્થસ્થળોની યાત્રા કરવાનો વિચાર સુઝાડયો. રાણીને લાગ્યું કે એ ઠીક વિચાર છે. કદાચ એકાદ તીર્થસ્થાનમાં આપઘાતનો યોગ મળી શકશે. રાણીએ તેથી રાજેન્દ્રને તીર્થયાત્રા કરવા જવાની પોતાની ઇચ્છા દર્શાવી. એક નાના સરખા રિસાલા સાથે રાણીને તેણે તીર્થયાત્રની પરવાનગી આપી. પ્રારંભ નર્મદા તટનાં તીર્થસ્થાનોથી કરવામાં આવ્યો. ચાણોદ કન્યાળી તરફ જતાં માર્ગમાં ડભોઇ નજીક તેગા નામના એક નાના સરખા ગામડા આગળ રાણી રત્નાળી દેવીનો રીસાલો પહોંચ્યો ત્યારે રાણીને અસહ્ય દર્દ થવા માંડયું. એ વખતે સાયંકાળ પડી ગઈ હતી. એટલે રિસાલાએ ગામને પાદરે પડાવ નાખ્યો અને રાત વીત્યા પછી પ્રાતઃકાળે ત્યાંથી આગળ પ્રયાણ કરવું એમ ઠરાવ્યું."

"રાજેન્દ્ર" ગોરજીએ વીસળદેવને કહ્યું; "માનવીનો જીવ જ્યારથી ગર્ભમાં હોય છે ત્યારથી જ તેના ગ્રહોનો યોગ શરૂ થાય છે.

એ શરૂઆત જન્મ પછીજ થાય છે એમ ન માનવું. તમે વીસ માસથી તમારી માતાના ઉદરમાં તપ સેવ્યું હતું. તમારા અનિષ્ઠ ગ્રહોનું બળ તેથી કમી થયું હતું. તેગા ગામને પાદરે જ્યાં તમારાં માતુશ્રીના રિસાલાનો પડાવ હતો તે ગામમાં મારો કામચલાઉ વસવાટ હતો. તે રાત્રિને વખતે અચાનક પાદરમાંથી હું પસાર થતો હતો. મેં તે વેળા કોઇ સ્ત્રીના આર્ત્તનાદ સાંભળ્યા. તપાસ કરતાં તે મહિષી રત્નાળી દેવીના હતા, એમ જણાયું. મેં પૂછપરછ કરી અને તમામ હકીકત જાણી લીધી. તરતજ મેં મારી વિદ્યાનો પ્રયોગ અજમાવ્યો. ધ્યાન ધરતાં, રાણી મેલી વિદ્યાના પ્રયોગથી કષ્ટાય છે એમ મને માલુમ પડ્યું."

"મેલી વિદ્યા?" વિશળ દેવે પૂછ્યું.

"હા મંત્રતંત્રના સાધકો ઘણીવાર પોતાના મંત્રબળથી ગર્ભિણીઓના ગર્ભ થંભાવી શકે છે. મંત્રોનો એ દુરૂપયોગ છે; પણ તે રીતે તેમને સાધનારાઓ પડયા છે, માટે તેને મેલી વિદ્યા કહેવામાં આવે છે. પણ એ મેલી વિદ્યાનો પ્રતિકાર હંમેશાં યુકિતપ્રયુક્તિથી થઈ શકે છે. રાજન્ તમારાં માતુશ્રીની પીડા જોઇને મેં તેમને ઉગારવાનો અને પીડામુકત કરવાનો ઠરાવ કર્યો."

"ધન્ય!" વીશળ દેવથી બોલી જવાયું.

"નહીં. એવું કાંઇ ન બોલશો. અમારા જેવાઓને જે ધર્મ છે તે બજાવવાનેજ હું તત્પર થયો. મેં યોગવિદ્યાના પ્રભાવથી શોધી કાઢયું કે, મેલો પ્રયોગ કેવી રીતે અજમાવવામાં આવેલો છે." ગોરજીએ કહ્યું: "કોઈકે અડદનું પૂતળું બનાવીને તેના પર મંત્રતંત્ર અજમાવીને માટીના એક ઘડામાં ઘાલ્યું હતું અને તે પૂતળા સમેત તે ઘડો જમીનમાં ઉંડાણમાં દટાવ્યો હતો. જ્યાં સુધી તે ઘડો તે જગ્યાએ દટાયલો રહે ત્યાં સુધી ગર્ભિણીને પ્રસૂતિ થાય નહીં, એવો એનો પ્રભાવ હતો—"

"અરરર ! એવું દુષ્કર્મ કોણે કર્યું હશે ?" વીશળ દેવે પૂછ્યું.

"અભિલાષી એક બાતકો, તામે હોત વિરોધ, એવું એક જણે કહ્યું છે." ગોરજીએ જવાબ દીધો: "રાણીને એક જણે કહ્યું છે." ગોરજીએ જવાબ દીધો: "રાણીને પ્રસૂતિ થાય અને તેનો પુત્ર ભાવી રાજા થાય એ જેઓને ગમતું ન હોય અને પોતાનાં સંતાનના રાજ પદની જેમને અભિલાષા હોય તેઓ સિવાય આવું કામ કોણ કરાવે ?"

"હં...હવે સમજાયું."

"જે સમજ્યા હો તે મનમાં રાખજો; કારણકે અદ્યાપિપર્યંત મર્હુમ રાણાએ કોઈને આ માટે સ્વમુખે દોષિત કહ્યા નથી." સોમેશ્વરદેવે કહ્યું.

"રાણાશ્રીના ઉદાર સ્વભાવનો એ પુરાવો છે." ગોરએજી કહ્યું: "આ કાર્ય જેઓએ કર્યું હતું તેઓને પાછા પાડવા માટે મેં તરતજ યુક્તિ પ્રયોજી. તત્કાળ મેં તે રિસાલાના મુખ્યને એક દાસી સાથે વિદાય કર્યો અને તેની સાથે વધાઈ દેવરાવી કે– મહિષી રત્નાળી દેવીને પુત્ર પ્રસવ્યો છે."

"ખોટી વધાઇ ?" વીશળદેવે પૂછ્યું.

"હા તદ્દન ખોટી. આ એક યુક્તિ હતી અને તેમાં મેલી વિદ્યાને ફોગટ બનાવવાનો હેતુ હતો. એ હેતુ તરતજ પાર પડ્યો. રાણીના રિસાલાનો મુખ્ય માણસ અને દાસી રાણીના મુકામેથી ગયાં તે પછીને બીજે દિવસે પ્રાતઃકાળમાં ૮ વાગે, રાજન્ ! તમારો જન્મ થયો !"

"મેલી વિદ્યા વ્યર્થ જવાથી ?" વીશળ દેવે પૂછ્યું.

"હા ગુરૂદેવ," સોમેશ્વરે કહ્યું: "યતિ મહારાજે એ બાબત મારી સમક્ષ અને મંત્રીશ્વર વસ્તુપાળ સમક્ષ પુરવાર કરી આપી હતી. કેવી રીતે તે હું આપને કહું. રાણીનાં બે માણસોએ પ્રાતઃકાળમાં છ વાગ્યાના અરસામાં ધોળકે આવી પહોંચીને વધાઇ આપી કે, યુવરાજનો પ્રસવ થયો છે અને રાણી રત્નાળી દેવીની તબીયત ઘણી સારી છે.

આથી રાણા વીરધવળને ઘણો હર્ષ થયો. પુત્રરત્નના જન્મની ખુશાલીમાં તેમણે ઘેરઘેર સાકર વહેંચાવી, ગરીબોને અન્ન-વસ્ત્ર આપ્યાં, કારાગ્રહમાંના કેદીઓને બંધનમુક્ત કર્યાં અને શહેરમાં મોટો તહેવાર ઉજવાવ્યો. આ વખતે કોઈને ખેદ નહીં થયો હોય એમ અમારૂં માનવું હતું પણ વસ્તુતઃ તેમ ન હતું. ગોરજી મહારાજે કહ્યું છે તેમ, કોઈક દ્વેષી અભિલાષીઓ જેમણે મંત્રતંત્રને પ્રભાવે દુષ્કર્મ કર્યું હતું તેઓને પોતાનો પાસો અફળ નીવડયાથી ચિન્તા થઈ અને તેઓએ તેને પરિણામે એક એવું પગલું ભર્યું કે જે તેમને પોતાને જ ઘાતક નીવડયું."

"એ શું પગલું હતું?" વીશળદેવે પૂછ્યું.

ગોરજીએ જવાબ દીધોઃ "જે માટીનો ઘડો જમીનમાં દાટવામાં આવ્યો હતો તેને પવનનો સ્પર્શ થાય, તો આ મેલી વિદ્યાનો પ્રયોગ અફળ થાય, એવું હું જાણતો હતો. જમીનમાંના ઘડાને પવનનો સ્પર્શ કેમ કરાવવો? ખાડો ખોદનારાઓનેજ તે ખાડામાં પાડવાના ઇરાદાથી જ પુત્ર-જન્મની ખોટી વધાઈ મોકલ્યાથી જેઓએ ઘડો દટાવ્યો હતો તેઓએ તે ઘડાવાળે સ્થળે જઇને તપાસ કરી જોઇ. તેઓએ કોદાળી વતી તે સ્થળનું ખોદકામ કર્યું; તેમના કમનસિબે કોદાળી ઘડાને વાગી જેથી તે ફુટી ગયો અને જ્યારે ખાડો ખુલ્લો થયો ત્યારે અડદના પૂતળાને પવનનો સ્પર્શ થયો. તેજ પળે મહિષી રત્નાવળીદેવીને પ્રસવ થયો."

"આ બધું આપે કેવી રીતે જાણ્યું?" વીશળદેવે પૂછ્યું.

"મેં તો યોગ વિદ્યાથી તેઓનાં આ કામની વાકેફગારી મેળવી; પણ પછીથી મેં જાતે ધોળકે આવીને ગુરૂદેવ તથા મંત્રીશ્વરને બંનેને તે સ્થળે લઈ જઇને ખાડો, ભાંગેલું માટલું અડદનું પૂતળું વગેરે બતાવ્યાં હતાં."

---

# ૧૬. ચા ણુ ક્ય

## હિંદના પહેલા સમ્રાટનો રાજપટ્ટ અમાત્ય ને

### અર્થશાસ્ત્રના પ્રસિદ્ધ લેખક કૌટિલ્ય

ચાણક્ય ! ભગવાન કૌટિલ્યને નામે ઓળખાતા રાજનીતિ શાસ્ત્રના ભારતવર્ષના એ અભૂતપૂર્વ આચાર્યનું જીવન અનેક રહસ્યોથી ભરપુર છે. એમના વિષે પુરી માહીતી મળી શકતી નથી.

મગધના શાસક નન્દ રાજાઓનો નાશ કરીને ચંદ્રગુપ્તે મગધને પોતાનું કર્યું. તે વખતના બનાવોને તપાસતાં એમ જણાયું છે કે ચાણક્ય તક્ષશિલાના બ્રાહ્મણ હતા. સંભવિત છે કે જુવાન રાજકુમાર તરીકે તક્ષશિલાની વિખ્યાત વિદ્યાપીઠમાં ચાણક્યના પાદારવિંદમાં અધ્યયન કર્યું હોય. તક્ષશિલા પંજાબનું એક પ્રાચીન નગર હતું અને પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠની જગા હતી.

ચાણક્ય અને ચંદ્રગુપ્તનાં સંબંધો પર પ્રકાશ નાખતાં "મુદ્રા રાક્ષસ" નાટકમાં તે બંને એક બીજાનાં દ્રષ્ટિબિંદુને જલ્દી સમજી શકતાં હોય અને બંને વચ્ચે ખૂબ જ મેળ હોય તેમ બતાવવામાં આવ્યું છે, જે લાંબા પરિચય વિના અસંભવિત છે.

વાયવ્ય પ્રાંતમાં રહેતા હોઇને સિકંદરના આક્રમણમાં દેશના ભાગલા પડવાનો સંભવ તેમણે જોયો હશે. તેમણે એ પણ જોયું હશે કે સંગઠિત તથા વ્યવસ્થિત હિંદ જ પરદેશી આક્રમણનો ભય નિવારી શકે ને પ્રજામાં પણ એવીજ ભાવના જાગી તેને લીધે ચંદ્ર-ગુપ્ત હિંદનાં સમ્રાટ બની શક્યા.

ગ્રીકો સાથેના બળવામાં તથા મૌર્યવંશની સ્થાપનામાં મૂળ પ્રેરણામૂર્તિ અને મહત્વનો ભાગ ભજવનાર ચાણક્યજ હતા ને એક સમર્થ અજેય તથા એકત્ર હિંદનું તેમનું સ્વપ્નુ બહુ ઓછા વર્ષો-માંજ ફળીભૂત બન્યું.

વિખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર વિન્સેન સ્મિથે લખ્યું છે કે

"સમુદ્રના એક કાંઠાથી બીજા કાંઠા સુધી વિસ્તરેલું આખા ભારતવર્ષને આવરી લેતું સામ્રાજ્ય રચવાનું સ્વપ્ન ચંદ્રગુપ્ત તથા તેના અમાત્યે માત્ર ૨૪ વર્ષમાં સિદ્ધ કર્યું. ઈતિહાસમાં આવી રાજકીય સિદ્ધિઓ જવલ્લેજ જોવા મળે છે. સામ્રાજ્ય સ્થાપવામાં આવ્યું હતું એટલું જ નહિ. પરંતુ વ્યવસ્થા અને સંગઠન એટલાં સુંદર હતાં કે પાટલીપુત્રમાંથી નિકળેલો એકેએક આદેશ પશ્ચિમમાં સિંધુ કિનારા સુધી તથા દક્ષિણમાં અરબ્બી સમુદ્ર સુધી અક્ષરેઅક્ષર પળાતો. હિંદુસ્તાનના આ પ્રથમ સમ્રાટે રચેલો અજબ વારસો તેના પુત્ર તથા પૌત્રને અખંડ મળ્યો હતો."

આ પરથી જણાશે કે અખિલ હિંદ તથા મધ્ય એશિયા સુધી વિસ્તરેલા ચદ્રગુપ્તનાં સામ્રાજ્યને સ્થાપવામાં ચાણક્યનો પ્રથમથી હિસ્સો હતો; ને મગધને જીતી આપવામાં તેમણે કરેલી મદદ તેમનો રાજકીય જીવનનો કદાચ છેલ્લો બનાવ હતો, ને આ પછીથી 'મુદ્રા રાક્ષસ'માં લખાએલી કથા અનુસાર તેમણે સક્રિય રાજકારણમાંથી નિવૃત્તિ લીધી.

નન્દ રાજાઓના મુખ્ય અમાત્ય રાક્ષસને જીતી લેવાનું ચાણક્યનું પગલું મુત્સદીગીરીની પરિસીમા જેવું હતું ને પૂર્વમાં મૌર્ય સામ્રાજ્યની સ્થાપના સામે જે કોઈ વિરોધ હોય તે વિરોધ એથી નાબૂદ થયો હતો.

ચંદ્રગુપ્તે જે રાજ્યવ્યવસ્થા સ્થાપી હતી તેવી રાજ્યવ્યવસ્થા—તો જેની ખૂબ પ્રશંસા થાય છે તેવા—અકબરના વખતમાં પણ નહોતી સ્થપાઇ એવું અંગ્રેજ ઇતિહાસકારો કબૂલ કરે છે. તેમણે જે રાજકીય રચના કરી તે એવી તો સંપૂર્ણ અને અદ્દભુત હતી કે તેને પરિણામે અશોક દુનિયાભરમાં શાંતિ અને પ્રેમનો સંદેશો મોકલી શક્યો. માત્ર રાજકીય સિદ્ધિએજ જોતાં તેમણે હિંદમાં એક મહાન યુગ સર્જ્યો હતો.

અર્થશાસ્ત્ર, નગરશાસ્ત્ર વગેરે બીજા આર્થિક તથા સામાજીક ક્ષેત્રોમાં તેમણે સાધેલી સિદ્ધિઓ અજબ છે. (સંકલિત)

# ૧૭. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

વડોદરા રાજ્યની ખ્યાતિ આખી સુધરેલી દુનિયામાં અત્યારે પથરાયેલી છે. તેનો સઘળો યશ શ્રીમંત સયાજીરાવ મહારાજને ફાળે જાય છે. છેક અંધાધુંધીની સ્થિતિમાંથી, ઘણી નાની ઉંમરે રાજ્યની લગામ હાથમાં લઈ, શ્રીમંત સયાજીરાવ મહારાજે વડોદરા રાજ્યની સર્વ દિશામાં આબાદી અને ઉન્નતિ કરવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો હતો અને તે સાઠ વર્ષની લાંબી કારકીર્દિમાં તેમના અનેક પ્રયત્નો સફળ થયેલા જોવાને તેઓ ભાગ્યશાળી થયા હતા.

શ્રીમંત મહારાજા ગાયકવાડ [જન્મ ૧૮૬૩–૧૯૩૯] અર્વાચીન હિન્દના સૌથી ઉત્તમ કોટિના રાજવી હતા એમ વિનાસંકોચે કહી શકાય. તેજસ્વી બુદ્ધિ, કાર્યકુશળતા, વિશાળ દૃષ્ટિ, ઉંચી સંસ્કારિતા, દીર્ઘ દૃષ્ટિ, નિડરતા, વિદ્યા અને જ્ઞાનની કદર કરવાની શક્તિ, પ્રભાવ અને બીજા અનેક ગુણોમાં સ્વ. સયાજીરાવની બરોબરી કરી શકે એવો કોઈ રાજા વડોદરાની ગાદી ઉપર થયો નથી એટલું જ નહિ પણ હિન્દુસ્તાનના કોઈપણ હિન્દી રાજા અત્યારે તેમની સમાન કક્ષામાં આવી શકે નહિ એવો મત ખૂશીથી આપી શકાય.

શ્રીમંતનું અસલ નામ ગોપાળરાવ. તેમનું જીવન અણધાર્યું અને અદ્‌ભુત હોઈ, કોઈ સ્વપ્ન કે સિનેમા–ફીલ્મ પેઠે એકદમ પલટાઇ, ગુર્જરનરેશ શ્રીમંત સયાજીરાવ બને છે, એ ઇતિહાસ–કથા રોમાંચક તથા બોધક પણ છે–પ્રારબ્ધના જોર અને પુરુષાર્થની પરાકાષ્ટની દ્યોતક છે.

શ્રી મલ્હારરાવ ગાયકવાડ ઉપર સને ૧૮૭૪ માં વડોદરાના રેસીડંટને ઝેર દેવાનો આરોપ આવ્યો. તપાસ કરવા બેઠેલું કમીશન સર્વાનુમતે ચૂકાદો ન આપી શક્યું, એટલે પછી ના. વાઇસરોય લોર્ડ નોર્થબ્રુકે ગંભીર ગેરકારોબારના નિમિતે શ્રી. મલ્હારરાવને પદભ્રષ્ટ કરવા ઠરવ્યું.

મહારાજા ખંડેરાવના અપુત્ર વિધવા મહારાણી શ્રી જમનાબાઇ સાહેબને ગાદીવારસ તરીકે દત્તક લેવા અધિકાર આપેલો, તે મુજબ તેમની નજર કાશીરાવના પુત્રો તરફ ગઈ. શ્રી ગોપાળરાવનાં તેજસ્વી વદન તથા "રાજા થવા આવ્યો છું" એ હાજર જવાબીથી આકર્ષાઈ વડોદરાના ભાવિ અને ભાગ્યશાળી રાજ્યકર્તા તરીકે તેમની પસંદગી થઈ. ૧૮ વર્ષની વય થતાં ૧૮૮૧ ની સાલમાં રાજ્યસત્તા સુપ્રત થઈ હતી.

શ્રી. સયાજીરાવની જાદુઈ લાકડીના સ્પર્શે વડોદરા નગરીનું સ્વરૂપ પલટાઈ ગયું. ક્યાં પોણોસો વર્ષ પહેલાંનું સાંકડું, ગંદુ, અજ્ઞાન અને વેરઝેર ભરેલું અનાથ–કંગાલ વડોદરા! અને ક્યાં આજનું ઉદાર–વિશાળ–સહિષ્ણુ સમૃદ્ધિશાળી–પ્રગતિમાન–વડોદરા! શ્રીમંતે વડોદરાનો નવો સુંદર ઇતિહાસ ઘડ્યો છે.

શ્રી. ગોપાળરાવ નિરક્ષર બાળક હતા. એમને શિક્ષણ, વ્યવહાર અને સંસ્કાર આપવાનો આરંભ વડોદરે આણ્યા પછી સને ૧૮૭૫ની સાલમાં થયો. પણ એમની નૈસર્ગિક શકિતએ તથા જીજ્ઞાસુ વૃત્તિએ, એમના અથાગ ખંત–ઉત્સાહે એમાં સારી મદદ કરી.

શ્રી મહારાજા સયાજીરાવે વડોદરાને સૌથી પ્રથમ સુરાજ્ય આપ્યું છે–રામરાજ્ય સ્થાપ્યું છે. તથા સમસ્ત ભારત વર્ષના ઉદ્ધાર અને એકંદરે વિશ્વભરના કલ્યાણ માટે અવિશ્રાંત શ્રમ લઇ અનેક સ્વપ્ન પણ સેવ્યાં છે, યોજનાઓ ઘડી છે, તથા પ્રયત્ન કર્યા છે. સ્વમાનની લાગણી અને સ્વદેશાભિમાનની ભાવનાઓ પણ શ્રીમંતમાં રૂંવે રૂવે પ્રચલિત હતી.

મફત ફરજીયાત કેળવણી દાખલ કરવામાં વડોદરાનો પહેલો નંબર છે તથા પ્રવૃત્તિના ગણેશ પણ હિંદમાં વડોદરાએ જ માંડયા છે. હારજન અને સ્પર્શાસ્પર્શદોષ–નિવારણની ફતેહ પણ શ્રીમંતેજ પ્રથમ મેળવી છે. પ્રજાનો સામાજિક, નૈતિક, આર્થિક ઉદ્ધાર અને વિકાસ થાય એ વ્યાપક દ્રષ્ટિએ વડોદરામાં વિવિધ શિક્ષણવિષયક સંસ્થાઓ તેઓશ્રીએ સ્થાપી છે.

વેપાર ઉદ્યોગ તથા હુન્નર-કલા કારીગરીને ઉત્તેજન આપવાની યોજનાઓ થઈ છે. રાજ્યમાં અવારનવાર નાનાં મોટાં પ્રદર્શનો પણ ભરાયાં છે. બ્રિટિશ હિંદમાં પણ કેટલાંક સ્વદેશી હુન્નર ઉદ્યોગોનાં પ્રદર્શનોના ઉદ્ઘાટન-પ્રમુખ તરીકે તેઓશ્રીની પસંદગી થઈ હતી અને એ વેળા જુસ્સાદાર, મનનીય અને માર્ગદર્શક વ્યાખ્યાનો તેમણે કર્યાં હતાં.

શ્રીમંત લલિતકળા-સ્થાપત્ય-સંગીત પુરાતત્વ વગેરેના પણ શોખીન-પ્રશંસક હતા. પરિણામે વડોદરા રાજમહેલો-કોલેજ-કીર્તિ-મંદિર-ન્યાયમંદિર-કલાભવન-કોઠી-ખંડેરાવ મારકીટ વગેરે સુંદર ભવ્ય મકાનો, કમાટી બાગ વગેરે બાગબગીચા, શ્રી. સયાજી સરોવર વગેરે અનેક સુંદર જળાશયો થયાં છે. એ સર્વ પ્રજાને યોગ્ય લાભ આપવા ઉપરાંત રાજ્યની રોનકમાં વધારો કરે છે.

આ રાજ્યમાં સુમારે ૭૦૦ માઈલ જેટલી લંબાઈની રેલ્વેની ફૂલગુંથણી થઈ હોઈ, રાજ્યના જુદા જુદા વિસ્તારોને સાંકળી વહેવાર વધારવામાં એ ઉપયોગી થઈ પડે છે.

સયાજીરાવની યશસ્વી કારકીર્દીના મૂળમાં તેમના રાજકર્તા તરીકેની શરૂઆતનાં વર્ષોમાં તેમના જીવનનું ઘડતર કરનાર બે અતિ કુશળ પુરુષો હતા. આપણા દેશમાં ગયા સૈકામાં સૌથી આગેવાન રાજપુરુષ સર ટી. માધવરાવ અને મિ. ઈલીયટ એ બે ઉત્તમ કોટિના પુરુષોના શિક્ષણ અને માર્ગદર્શનનો અપૂર્વ લાભ શ્રીમંત સયાજીરાવને સુભાગ્યે મળ્યો. એ લાભનો તેમણે પૂરેપૂરો સદુપયોગ કર્યો. વડોદરા રાજ્યને હિંદુસ્તાનનાં સર્વ દેશી રાજ્યોમાં અગ્રસ્થાને લાવવાનો આદર્શ એમણે પોતાની સમીપ રાખી તે માટેના સર્વ પ્રયત્નો કર્યા.

શ્રી. રમેશચંદ્રદત્ત જેવા આખા હિન્દ દેશમાં વિદ્વત્તાથી અને અત્યન્ત કાર્યદક્ષ સનંદી અમલદાર તરીકે પંકાયલા ગૃહસ્થને પોતાના અમાત્ય તરીકે રાખ્યા હતા. આ રીતે શ્રીમંત સયાજીરાવે રાજ્યની

આબાદી માટે અને તેનો ઉત્તમ પ્રકારની વ્યવસ્થાથી આદર્શ રાજ-વહીવટ સ્થાપવા માટેની દીર્ઘદૃષ્ટિનું ઉજ્જવલ દૃષ્ટાન્ત હિન્દુસ્તાનના બીજા રાજકર્તાઓને પૂરૂં પાડયું હતું.

પ્રોફેસર ત્રિભોવનદાસ ગજ્જર, દિ. બ. અંબાલાલ સાકરલાલ, શ્રી. જમશેદજી અરદેસર દલાલ વગેરે આખા ગૂજરાતના સર્વમાન્ય વિદ્વાનોએ શ્રીમંત ગાયકવાડના ઉંચા અધિકારીઓ તરીકે પ્રખ્યાતિ મેળવી હતી. ઉત્તમ રાજકર્તા ઉપરાન્ત વિદ્યા અને જ્ઞાનની ઉંચી કદર કરનાર તરીકે શ્રીમંતનું કાર્ય ચિરસ્મરણીય રહે તેવું છે. શ્રી. સયાજી વિજ્ઞાનમાળા, સયાજી જ્ઞાન મંજુષા; ગૂજરાતી અને મરાઠી સાહિત્ય પરિષદ્નાં અધિવેશનો અને તે પ્રસંગે શ્રીમંત સયાજીરાવનાં વ્યાખ્યાનો; ગૂજરાતી અને મરાઠી સાહિત્યના સૌથી આગેવાન સાહિત્યકારો અને વિદ્વાનોની વ્યાખ્યાનમાળાઓની યોજના; બંગાળા અને મદ્રાસના તત્ત્વચિન્તન, અર્થશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર વગેરે વિષ-યોના અતિ નિષ્ણાત વિદ્વાનોને વડોદરામાં નિમંત્રી તેમનાં વ્યાખ્યાનોની કરેલી યોજના; વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીની અને પુસ્તકાલયોની યોજના વગેરે શ્રીમંત સયાજીરાવની પોતાની પ્રજામાં જ્ઞાન અને વિદ્યાનો પ્રચાર કરવાની ઊંડી ધગશનાં સાક્ષીરૂપ છે.

જે વખતે ફરજીયાત કેળવણીનો પ્રશ્ન બ્રિટિશ હિન્દમાં માત્ર ચર્ચાનો વિષય હતો તે વખતે શ્રીમંત મહારાજાએ પોતાના રાજ્યમાં ફરજીયાત પ્રાથમિક કેળવણી શરૂ કરી દીધી હતી. બાળલગ્નનિષેધ, વિધવા પુનર્લગ્નની પરવાનગી, આંતરજ્ઞાતીય લગ્નોની છૂટ, લગ્ન રજીસ્ટર કરવાની પ્રથા, લગ્નવિચ્છેદનો અવકાશ, જ્ઞાતિત્રાસનિવારણ, અસ્પૃશ્યતાનિવારણ—વગેરે અનેક નાનામોટા સમાજહિત માટેના કાયદા તેમણે પોતાના રાજ્યમાં કરીને પોતાની પ્રજાને સામાજિક સ્વતંત્રતાનો માર્ગ સરળ કરી આપ્યો છે. અસ્પૃશ્ય ગણાતી કોમોના ઉદ્ધાર માટેની યોજના તેમણે વિશાળ પાયા ઉપર આજથી ચાળીસ વર્ષ ઉપર શરૂ કરી હતી. શ્રીમંત સયાજીરાવે એક ઉત્તમ રાજકર્તા

કરતાં પણ તેમની સામાજિક ઉન્નતિનાં કાર્યની યોજનાઓથી હિંદના અર્વાચીન ઇતિહાસમાં ઉત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ ઉપરાન્ત તેમની વિદ્વતા, વિશાળ વાચન અને બહુશ્રુતપણાથી તેમજ ઉત્તમ સંસ્કારી માનસને લીધે તેઓએ આપણા દેશના હાલના કેળવાયલા સુશિક્ષિત જન તરીકે બહુ ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

શ્રીકૃષ્ણ, મહાત્મા બુધ અને મહાત્માજી જીસસને એમણે પરમ પૂજ્ય અને પોતાના આદર્શ માર્ગદર્શક માન્યા હતા.

૧. શ્રીમંતના જીવનનો આછો ખ્યાલ આપો. ૨. રાજકર્તા તરીકે તેમની મહત્તા શી છે તે ગણાવો. ૩. તેમના જીવનને ઘડનારા મહાપુરુષો કોણ હતા? તે મહાપુરુષોની ટૂંકી પિછાન આપો. ૪. બ્રિટિશ હિન્દ કરતાં પણ તેમણે વિશેષ કયાં કાર્ય કર્યાં હતાં? શાથી? ૫. તેમના માર્ગદર્શક કોણ હતા?

---

# ૧૮. ખોટી બે આની

[ હાસ્યરસવાળા કટાક્ષ લેખો લખવા માટે શ્રી.જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે જાણીતા છે. પત્રોમાં "ગુપ્ત" સંજ્ઞાથી તેઓ શરૂઆતમાં લેખ લખતા. 'ગુજરાત' માસિકના પહેલાં તેઓ ઉપતંત્રી હતા 'ગુપ્તાની નોંધ પોથી' અને 'રંગતરંગ' નામે બે લેખસંગ્રહ વગેરે તેમણે પ્રગટ કર્યા છે. અમદાવાદની 'ગુજરાતી સાહિત્ય સભા' તરફથી ૧૯૩૪ના ગ્રન્થોના તેઓ સમીક્ષક નિમાયા હતા. ]

હમણાં થોડા દિવસ પર મારા હાથમાં, કોણ જાણે કયાંથી, ખોટી બે આની આવી ચઢી હતી. એ બેઆની ખોટી છે એમ જ્યારે મોદીએ તે પાછી આપતાં અર્ધ તિરસ્કાર–યુકત અવાજે મને જણાવ્યું ત્યારે કયો મોરલો આ કલા કરી ગયો એમ મને થયું.

પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ થઈ શકે તો પણ એથી એટલી બે આની પૂરતી મારી ગરીબાઈ ઓછી થાય એમ નહોતું. એ પ્રશ્ન પડતો મૂકી એ બેઆનીને શી રીતે ચલાવવી તેનો મેં વિચાર કરવા માંડયો.

હાથમાં વર્તમાનપત્ર રાખી વાંચવાનો ડોળ કરી મેં ટ્રામના કંડક્ટરને એ બે આની જરા પણ અચકાયા વગર આપી. એણે ટિકિટ આપીને બે આની લેવા પ્રયત્ન કર્યો. જૂઠી વસ્તુને પોતાની જાહેરાત કરવાનું ઘણું મન હોય છે, એ ન્યાયે કંડક્ટરના હાથમાંથી એ ચંચળ-તાતી મૂર્તિ સરીને નીચે પડી અને સાચી બે આની જેવો અવાજ કરવાનો નિષ્ફળ યત્ન કર્યો.

કંડકટરે બે આની ઊપાડી, વિસ્મયથી તેને ફેરવી ફેરવીને જોઈ. રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામું થોડીવાર એ ઘુરકયો; ને પછી કંઈ પણ બોલ્યા વગર બેઆની મારા હાથમાં પાછી મૂકી.

એવુંજ અનુકરણ કરી, મેં બેઆની પાછી લીધી; વિસ્મયથી થોડીવાર હું તેના સામું જોઈ રહ્યો. પાછી ફેરવી ફેરવીને મેં તેનું બારીક અવલોકન કર્યું. રાજાની પ્રતિકૃતિ સામે ઠપકા ભરી નજરે મેં જોયું, ને પછી કંઈ પણ બોલ્યા વગર એ બેઆની ગજવામાં મૂકી. બીજી કાઢી એને આપી. વિજયની નજર ફેંકી કંડકટર એને પંથે પળ્યો.

ચહા પીવાની સામાન્ય ઈચ્છા તો મને હંમેશજ રહે છે. પરંતુ હૃદયનાં ઊંડા ઊંડાણમાંથી ‘ ચહા ! ચહા ! ’ નો પોકાર ન ઊઠે ત્યાં સુધી, પૈસા ખરચી રેસ્ટોરાંમાં ચહા પીવા હું બનતા સુધી જતો નથી. પંદર વીસ મિનિટ પૂર્વેજ ચહાનો સંયોગ થએલો હોવાથી હૃદયમાંથી ચહાનો પોકાર ઉઠવાની હજી કંઈક અર્ધોએક કલાક જેટલી વાર હતી; છતાં આ પ્રસંગે હું એવા પોકારની વાટ જોયા વગર ખોટી બેઆની ચલાવવા માટે આનો ખરચી નાંખી મને કદી નહીં મળેલો એવો વ્યવહાર-કુશળતાનો યશ મેળવવાની મહાત્ત્વાકાંક્ષાથી એક રેસ્ટોરાંમાં દાખલ થયો. એકલી બેઆની પકડાઇ જવાનો સંભવ વધારે, એમ લાગવાથી મેં સાવચેતી વાપરી. ચારેક આના જેટલો ખર્ચ કરવો એમ ધારી ચહા ઉપરાંત બીજું કંઈક પણ મંગાવ્યું. ચહા પૂરી કરી હું પૈસા આપવા ગલ્લા પાસે ગયો.

‘ ચાર આના લો ’ વેઈટરે બૂમ પાડી. પૈસા લેવા માટે ગલ્લા

પાસે ઉભેલા પુરૂષની આંખો ઘણી નબળી હોય એમ મને લાગ્યું; અને એ " એ ઉપકાર ગણી ઈશ્વરનો " હું હરખાયો. પરંતુ હિંદુસ્તાનના હરખની પેઠે, મારો હરખ પણ અકાલીન ને અકારણ નીવડયો.

બે ખરા આના વચ્ચે ખોટી બેઆની મૂકીને મેં એને આપીને રોફભેર ચાલવા માંડયું! પણ બે પુરૂષ વચ્ચે ચાલતી હોય તોપણ સ્ત્રીના તરફ જ જોનારની નજર ખેંચાય, એમ એની નજરે બે આના વચ્ચે રહેલી બેઆનીજ પડી!

" શી...! મીસ્ટર !" એણે મને બૂમ મારી. આશ્ચર્ય પામતો હોઉં એવી રીતે હું પાછો ફર્યો.

" કેમ ? " મેં પૂછયું.

" એ નહિ ચલેગી. " કહી એણે બે આની પાછી આપી. " કેમ ? " " ખોટી હૈ. " " ખોટી શેની? મેં લીધીને ! " " દુસરી દો. " " તું કોઇ બીજાને પધરાવી દેજે. " " નહીં દૂસરી દો. " " ખોટી શાથી થઇ ? એના ઉપર છાપ નથી ? અને આપણે એને ખરી માનીને ચલાવવા માંડીએ એટલે એ ખોટી હોય તોયે ખરીજ થઈ જશે–"

પણ એના મોં સામું જોઇ વાકય પૂરૂં કરવા કરતાં બેઆની બદલી આપી ચાલ્યા જવું વધારે સલામત લાગવાથી મેં તેમ કર્યું.

આ પછી મેં બે ચાર દિવસ સુધી એ બેઆની ચલાવવા તનતોડ મહેનત કરી; પણ વફાદારીની વધારે પડતી ભાવનાવાળી એ બેઆનીએ મારો ત્યાગ નજ કર્યો. આપણે લક્ષ્મીને અને સ્ત્રીને ચંચળ કહીએ છીએ; પરંતુ ગરીબ બિચારો પુરુષ, લક્ષ્મી ને સ્ત્રીના પાશમાં સપડાએલો, ગમે એટલાં ફાંફાં મારે પણ એકેના પાશમાંથી છૂટો નથી થઈ શકતો. કદાચ તેટલાજ માટે માત્ર પોતાના માનસિક સંતોષને ખાતર એ, સ્ત્રી તથા લક્ષ્મીને ' ચંચળ જાત, કહેતાં શીખ્યો હશે !

આખરે અંતિમ ઉપાય તરીકે ભીખારીને આપી દઇને કે દહેરામાં નાંખીને તેની પીડામાંથી મુક્ત થવાના મરણિયા નિશ્ચય પર હું આવ્યો. એટલામાં મને એક યુક્તિ સૂઝી.

એક કાણા પાનવાળાની દુકાને જઈ મેં બે પૈસાનાં પાન ખરીદી તેને રૂપીઓ આપ્યો. એણે બે પૈસા કાપી લઇ બાકીનું પરચુરણ આપ્યું. પરચુરણ ગણી જોતાં યુક્તિપૂર્વક પેલી ખોટી બે આની મેં એના ભેગી સેરવી દીધી. પછી જાણે અચાનક નજર પડી હોય એમ એ બેઆની મેં કૈંક સાશંક દૃષ્ટિએ તેના તરફ જોઇ, "આ ખોટી છે, બીજી આપ." એમ કહી પાનવાળાને પાછી આપી. પાનવાળાએ બે આની પાછી લીધી અને કહ્યું "મારી પાસે બીજી બેઆની નથી. તમે બે આના આપો તો હું પાવલી આપું." મેં બે આના આપી એની પાસેથી પાવલી લીધી.

'જંગ જીત્યોરે મારો કાણિયો !' નું ગીત ધીમે અવાજે ગાતો હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં બે ત્રણ મિત્રો મળ્યા. તેમને મેં બે આનીની કથા કહી; અને મારા વિજયનું અખંડ સ્મરણ જાળવવા તેમને ચહા પાવા પાસેના રેસ્ટોરાંમાં લઈ ગયો. ચહા પી પૈસા ચૂકવવા પેલી પાનવાલાની પાવલી મેં રેસ્ટોરાંના માલિકને આપી. એણે પાવલીને જમીનપર પછાડી; ત્યાં રૂપાનો ઢોંગ કરતી કલાઇના અવાજે કકળી ઊઠી.

"એ પાવલી નહિ ચલેગી, દુસરી દો." અને અનુભવે રીઢો બનેલો હું કૈં પણ બોલ્યો નહિ ને પાવલી બદલી આપી. અપૂર્વ પરાક્રમ કર્યાં પછી હારેલા વીર યોદ્ધાની પેઠે ત્યાંથી પાછો ફર્યો. અને "જંગ જીત્યોરે મારો કાણિયો" ની બીજી પંક્તિ "વહુ ચલે તબ જાણીયો" હતાશ–હૃદયે સંભારી.

"લાવો, હું એ ચલાવી આપીશ." મારા એક મિત્રે કહ્યું. એ અતીવ શ્રદ્ધાળુ હૃદયને આઘાત ન પહોંચાડવાના ઇરાદાથી મેં એને પાવલી આપી.

થોડા દિવસ પછી એ મિત્ર મને પાછો મળ્યો. પૂછ્યું: "કેમ? પેલી પાવલી ચાલી ખરી કે?" "અરે! હા. તેજ દિવસે મેં કોઇને પોરવી દીધી!"

આમ મારી પાવલી ચાલી ખરી; પણ તેથી મને કંઈ પણ લાભ થયો નહીં. એ મિત્રે મને પેલી પાવલીના બદલામાં બીજી પાવલી આપવી જોઇતી હતી; પરંતુ ત્યાર પછી અનેક વાર મળવા છતાં, મારી પાવલી ચલાવવાની પોતાની કળાની વારંવાર પ્રશંસાયુક્ત કથા કરવા છતાં, એણે એ પાવલી પરના મારા હક્ક વિષે શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી !

જ્યોતીન્દ્ર હ. દવે

## ૧૯. નાનપણની વાતો

[ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ જાતે બ્રહ્મક્ષત્રિય અને અમદાવાદના રહીશ છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૯માં થયો. વ્યાયામ, આરોગ્ય, સાહિત્ય, કલા, રાજકારણ, ઈતિહાસ જેવાં સઘળાં ક્ષેત્રોમાં તેમણે પ્રવેશ કર્યો છે. તેમનો સ્વભાવ, વિનોદી અને મળતાવડો છે. અમદાવાદની મ્યુનીસીપાલીટી મારફત તેમણે શહેરની સ્વચ્છતા માટે ખૂબ ખંતથી કામ કર્યું છે–કરે છે. શહેરમાં પોળે પોળે રખડી તેઓ લોકોના આરોગ્ય માટે કાળજી રાખતા. સત્યાગ્રહની લડત દરમિઆન તેઓ એકથી વધારે વખત કેદમાં જઈ આવેલા છે. તેઓ રાષ્ટ્રપ્રેમી છે. તેમના જીવનની અખંડ નિયમિતતા એક બાહોશ જુવાનને શરમાવે એવી છે. ]

છેક બાળપણમાં ગામડાની થોરની વાડો મને ગમતી. ભાગોળે હોલા બોલતા તે સાંભળવા સારા લાગતા હતા. તળાવ પર જવું ગમતું અને મોર તો જાણે જોયાજ કરીએ એમ થતું હતું. મોરની ભૂરી ડોક, એના ચળકતા રંગોનાં પીંછાં અને એની કળાઓ તો મને હજીએ જોવાં ગમે છે.

ઝાડો ઉપર અમે ચડતા. આમલી પીપળી રમતા અને આમલીના કાતરા પાડીને ખાતા હતા. દૂરથી આવતા બળદોના ઘંટારવ કોસના ‘ચીચુડ ચીચુડ’ અને કોશીઆનાં ગીત મને અતિશય મીઠાં લાગતાં હતાં.

ગાયોનાં ધણ જોવાં ગમતાં, સાંજની આરતી વખતે મંદિરોમાં વાગતી નોબતો અને ઘંટાનાદ સાંભળી હું તલ્લીન થઈ જતો હતો.

કોઈ વાર ઢોલ શરણાઇઓ સાંભળવા મળતી. મંદિરોમાં થતી દીપમાળ જોવા જતા અને ફૂલમંડળી કે હિંડોળાનાં દર્શનથી આનન્દ થતો હતો. કોયલના સામું કેટલીયે વાર અમે "કૂ કૂ" કરતા અને એ પાછી સામા જવાબ આપતી હતી.

પર્વત અને સમુદ્ર કેવા હશે એ જાણવા જીજ્ઞાસા થતી. એક નાટકમાં બનાવટી પહાડ પરથી ઉતરતા એક સાધુને જોયો હતો. ત્યારથી પહાડ પર ચઢવાનું મને ખૂબ મન થતું હતું. ચૌદેક વર્ષની ઉમ્મરે હું બહુચરાજી માતાએ ગયેલો. ત્યાં એક નાની સરખી ટેકરી હતી. એ ટેકરી પર પછી પેલા નાટકના બાવાની માફક હું ચડતો ને ઉતરતો અને તેની માફક કંઈ ગીત પણ તે વખતે લલકારતો હતો.

ડાકોર, અમારા અલીણા ગામની બહુ પાસે છે. રણછોડજીનું મંદિર, ગોમતી તળાવ, ઘાસની ગંજીઓ, દર્શન અને ઠાકોરજીનો હાથી મને ડાકોરમાં ખૂબ ગમતાં હતાં. ત્રિકમજીના મંદિરમાં ડફ વગાડનારા સાધુઓ જોવા મળતા, અને શેઢી પરનો પૂલ ઓળંગી જ્યારે આગગાડીમાં બેસવા જવાનું થતું, ત્યારે તો અમે ખુશી ખુશી થઈ જતા હતા.

પત્રપુષ્પમાં તુલસીને ગુલ'બાસનાં રંગરંગિત ફૂલોએ મારા મનનું પહેલવ્હેલું આકર્ષણ કર્યું હતું એમ સાંભરે છે.

...તળાવમાં કાચબા અને માછલાંને લોકો લોટની ગોળીઓ નાખે તે જોવાની પણ અમને બહુ ગમ્મત પડતી હતી.

પર્વતો, નદીઓ અને સમુદ્ર જોવાની મને બહુ જિજ્ઞાસા રહેતી એમ મેં ઉપર કહ્યું છે; પરંતુ મોટા માસ્તરે (ભગવાને) મને ભણાવવાનો અભ્યાસક્રમ હજી સુધી પોતાના હાથમાં રાખ્યો છે. એટલે જેમ જેમ કોઠામાં ઉતરતું જાય છે તેમ તેમ બીજું અઘરૂં લેસન એ આપે છે.

ભૂગોળ એમણે (મોટા માસ્તરે) મારા ઘર આગળથી શરૂ કરેલી. ગોધરા, અલીણા, ડાકોર, લસુંદ્રા, અને અમદાવાદ બતાવ્યાં; પછી ધોળકા, વીરમગામ, સાણંદ, પ્રાંતીજ, અને ખંભાત બતાવ્યાં. ખંભાતમાં તો દરીઓ જોયો. ભરતીઓટ જોયાં પણ આઘેથી જોયાં.

આ બધી ૧૨ વર્ષની ઉમર થઈ ત્યાં સુધીની વાત છે.

નડિયાદ જોયું. ભાગોળે ભાગોળે તળાવ અને સંતરામનું મન્દિર બહુ ગમ્યાં. મહેમદાવાદનો ભમરિયો કૂવો અને માતરનું સાચાદેવનું જોંયરૂં હજૂ મને યાદ છે. ભરૂચ ને નર્મદા નદી, સુરત ને તાપી નદી અનુક્રમે જોવાનાં મળ્યાં. રસ્તામાં મહી સાગર તો પૂલ ઉપરથી જોઈ હતી.

નર્મદા નદી જોઈને હું દિઙ્મૂઢ થઈ ગયો. હોડીઓમાં બેસી સહેલ કરવાની મળી: સ્નાન કર્યું. નદીના સામા કિનારાનાં ઝાડ અને ઘાસ બહુ સરસ લાગતાં હતાં.

સુરતનો ભપકો, હોરવાડની હવેલીઓ અને કિલ્લાએ મારા મન પર ખૂબ ખૂબ અસર કરી. તાપી નદીની શોભા સામે આવેલા તાડ ને નાળિયેરીનાં ઝાડ અને રાણીનો બાગ મને ગમી ગયાં. પણ આટલું જોતામાં મારી ઉંમર સોળેક વર્ષની થઈ ગઈ હતી. હવે સમઝણ વધી ને મોટા માસ્તરે ક્લેશન પણ ભારે આપવા માંડયું.

હવે અમદાવાદનું કાંકરિયું તળાવ મારૂં પ્રિય સ્થળ થઈ પડયું. સવાર, બપોર, સાંજ અને રાત્રે પણ હું ત્યાં જવા લાગ્યો. ઋતુ ઋતુના ફેરફાર જોયા. વસંતની કોકિલા ત્યાં સાંભળતો હતો. શિયાળાની કકળતી ઠંડીમાં ચાર વાગે ઊઠી ઊઠીને હું ત્યાં જતો.

ટેકરીઓ પરથી સૂર્યોદય જોતો અને અંધારી રાત્રિએ ત્યાંના નિર્મળ આકાશના તારા જોયા કરતો હતો. એ તારાનાં પ્રતિબિંબ પાછાં કાંકરિયાનાં શાન્ત ભૂરાં પાણીમાં પડતાં તે જોતાં જોતાં કેટલાયે ગંભીર વિચારો ઉત્પન્ન થતા હતા.

અજવાળી રાત્રિઓએ કાંકરિયાની શોભા બદલાતી: એ જોવા મોડી રાત સુધી હું એકલો બેસી રહેતો.

ઝરમર ઝરમર વરસાદ કાંકરિયા પર બહુ આનન્દ આપતો. તે વારે મોર ટહુકતા ને પક્ષીઓ કિલકિલાટ કરી મૂકતાં હતાં. વરસાદની ઝડીઓમાં પણ હું કાંકરિયે ગયા વગર રહ્યો નથી. કાંસ-માંથી નવાં પાણી આવતાં મેં કલાકો સુધી ગરનાળા પાસે બેસી

બેસીને અને ઊભે ઊભે જોયાં છે. મોટા જળધોધ તે વારે ગળનાળામાંથી પડતાઃ ને માછલાં કૂદીકૂદીને નવા પાણીના પ્રવાહની સામે ઉછળતાં હતાં.

મને લાગે છે કે આપણા ગુર્જર કવિઓ નકામા વસંત ઋતુનાં ગીતો ગાયા કરે છે. સંસ્કૃત અને ઇંગ્રેજી કવિઓનાં ખોટાં અનુકરણ કરે છે. ગુજરાતીમાં પણ વસંતઋતુ તો આવે છે, પરંતુ કેસુડાનાં ફૂલો અને કોયલ; આંબાના મહોર અને વાડોમાં પ્રફુલ્લિતા; એટલાથી અહીંની વસંત ખલાસ થાય છે.

ગુજરાતની ખરી ઋતુ તો વર્ષા છે. વર્ષામાં બધે આનન્દ આનંદ થેઇથેઇકાર થઈ રહે છે! પૃથ્વીપર લીલું ઘાસ છવાઇ જાય છે! વાડે વાડે પીળાં, ધોળાં ને ભૂરાં ફૂલો આવે છે! વૃક્ષો નહાઈ ધોઇ તાજાં થઈ જાય છે અને વાદળાંમાં તરેહતરેહના રંગો થાય છે. પક્ષીઓ કલ્લોલ કરે છે અને મોર પીંછાં ઉંચાં કરીને નાચે છે!

જ્યારે બધું શાન્ત થતું ત્યારે માત્ર પક્ષીઓ સંભળાતાં—એવાં પક્ષીઓ આસપાસની શાન્તિ વગર કદી સંભળાતાં નથી. ચોમાસાની રાત્રે માત્ર દેડકાં બોલતાં; અને કણસારી અને તમરાંના અવાજ છતાં અંતર્યામી સાથે વાતો કરવામાં કંઈ વિક્ષેપ નડતો ન હતો.

કવિ મણિશંકર ભટ્ટે બરાબર કહ્યું છે કેઃ

કણસારી તમરાંઓના, અવાજો આવતા હતાઃ
સ્થળકાળ છતાં શાન્ત બન્નેને ભાવતા હતા.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

---

## ૨૦. રૂદ્રમાળનું ખાત મુહૂર્ત

[ શ્રી. અંબાલાલ નાથાભાઈ મિસ્ત્રી બી. એ., એલએલ. બી., મૂળ કલોલના વતની છે અને આજે પાલીતાણામાં મુનસફ છે. રૂદ્રમાળ ઉપર નવલરામે પણ આલેખન કર્યું છે અને આ તેનું બીજું આલેખન છે. ]

મૂળરાજ મહારાજનો વંશજ સિદ્ધરાજ જયસિંહ, ગંભીરતા ધારણ કરી સુવર્ણપાટલે વિધિ કરવા બેઠો. દેવસભા હોય તેમ ચારે

તરફ બ્રહ્મદેવો, જ્યોતિષીઓ, રાજપુરુષો બેસી ગયા. રાજા પાસે માર્કન્ડ જોષી બિરાજ્યા. આજ એમના કપાળ પર એટલું તેજ ઝળકતું હતું કે સામું જોઈ રહેવું મુશ્કેલ પડે. ગંગાધર એમની સામે બેઠો. એમના આનંદનો પાર નહોતો. હિરાધર પાછળ ઉભો. વિધિ શરુ થઈ. વાતાવરણ મંગળ ઘોષોથી ગાજી ઉઠયું. રાજાએ બધી ક્રિયા જણાઇ આવતી શ્રદ્ધાથી કરી; ને યોગ્ય સમય આવતાં સૂર્ય સામું જોઈ રોપેલા દંડની છાયા નજરથી પામી, અંતરમાં એક દૃષ્ટિ કરી, પુષ્પગતિના આધારે દિશા બાંધી. માલવ દેશના પ્રચંડ જોષીએ વિપળ બદલાય તે પહેલાં તો ઝટ દઈને સુવર્ણ ખીલી જમીનમાં ઠોકી; ને જરા સ્મિત સાથે કહ્યું: "ધન્ય, રાજન્! તમારાં ભાગ્ય મોટાં છે. દૈવી રૂદ્રમાળ પ્રલયકાળ જોશે."

"નિઃશંક, શેષનાગને શીર્ષે ખીંટી લાગી એ ઉત્પત્તિને લય ન હોય," ગંગાધરે સમર્થન કર્યું. અને એજ ક્ષણે પાછળથી એક બ્રાહ્મણે મનમાં જાણે બોલતો હોય તેમ મમરો મૂકયોઃ "લય ન હોય તેવી ઉત્પત્તિ તો બ્રહ્માએ પણ સરજી નથી." રાજાના કાનમાં એ શબ્દો જતાં એનામાં જાગ્રતિ આવી. જોષીની વિચિત્ર વિધિઓ અને એથી યે વધારે વિચિત્ર જોષીનાં લક્ષણો જોઈ મનમાં મૂંઝાઈ રહેલો રાજા છેલ્લી વાત માની શકયો નહિ. એનું માથું સહજ હાલી ગયું. અને જોષીના તેજથી અચકાતો હોય તેમ અચકાતો એ બીડેલા હોઠ ઉઘાડી બોલ્યોઃ

"પ્રલયકાળ સુધી! શેષનાગને માથે!" સિદ્ધરાજને અતિશયોક્તિની અવધિ જણાઈ. કયાં દૂર દૂર અનંતકાળને આરે ઉભેલા પ્રલયકાળ અને કયાં મહા મજબૂત છતાંયે પૃથ્વીના રંક પથ્થરો! કયાં પાતાળમાં વસતો શેષ અને કયાં વેંતની ખીંટી!

એણે ફરી માથું હલાવી ઉપલો પ્રશ્ન કર્યો. જોષીએ તરતજ પોતાની ભૂલ જોઈઃ વગર પૂછયે ફળ કહ્યું ને રાજાને શંકા થઈ. એમણે શાન્તિથી જ કહ્યું:

"હા, રાજન્! શેષનાગના માથે બરાબર! શિલ્પવિદ્યા, શેષને પકડવાની અનેક વિધિઓ બતાવે છે. તેમાંથી સૌથી જે કષ્ટસાધ્ય મનાય છે તે પકડાઈ છે, દૈવયોગે દૈવીકલાના સર્જનમાં એ ઇષ્ટ-ઘટિકા સિદ્ધ થઈ છે." આ મોઘમ ખુલાસાથી રાજાના મનનું સમાધાન થયું નહિ.

"પરંતુ એની સાબીતી? જોષીરાજ!"

"સાબીતી? સાબીતી, શાસ્ત્રનાં વચન અને શાસ્ત્રજ્ઞોના અનુ-ભવ, રાજન્."

"શાસ્ત્ર કે અનુભવ બધું માન્ય શી રીતે થઈ શકે? બધું સત્યજ હોય તેની ખાતરી?" રાજાએ ધીમે ધીમે વધવા માંડયું. બ્રહ્મપંડિતો તથા જોષીઓનાં મન આનંદ પામવા લાગ્યાં. ગંગાધર તથા મંત્રીઓ બેચેન બનવા લાગ્યા. જોષીએ વધુ ખુલાસો કર્યો, એમના શાન્ત સ્વરમાં ગંભીરતા ઉમેરાવા લાગી:

"શાસ્ત્રોનાં વચન કોઇ કાળે અસત્ય હોયજ નહિ. આ ખીંટી કાઢવામાં આવે તો રક્તની ધારા છૂટેઃ કારણ નાગ બંધાયો છે."

"ત્યારે મને રક્તધારા જોવા દો." રાજાએ ઠંડા પેટે તરતજ કહ્યું. આખી સભા પર ન સમજાય તેવી અસર થઇ ગઈ.

જોષીની આંખમાં વિદ્યુત્ ચમકી. ગંગાધરની વૃદ્ધ કાયા કંપી. હિરાધરે હોઠ દાબ્યો, અને મહા અમાત્યે બાજુમાંથી રાજાનો હાથ દાબ્યો, કંઇ દૃઢતાથી બાળકને પાળતા હોય તેમ એમણે કહ્યું: "જવા દો મહારાજ! કેટલીક વાતો તો માનીનેજ ચાલવું જોઇએ. આપણે રૂદ્રમાળથી કામ છે, નહિ કે જોષ અને તેની વિધિઓથી. જોષીરાજ! વિધિ પૂરી થઈ કે હવે બાકી છે?"

એમણે છેલ્લું વાકય જોષીને સંબોધી ઉમેર્યું: અને વિધિ જો પૂરી થઇ હોય તો મહારાજને લઈ, સભા વિસર્જન કરવામાં ડહાપણ જોયું. પરંતુ રાજા ડગ્યો નહિ. એમણે આગ્રહથી કહ્યું: "પ્રધાનજી! જોષવિધિઓ યે જોવા જેવી છે. મને જોવા દો. જોષીરાજ ખીંટી કાઢો.

ગંગાધરે ગભરાઇ હાથ ઉંચો કર્યો. રાજાને વારતો બોલ્યોઃ " મહારાજ ! આપણી શરતનો ભંગ થાય છે. અમારૂં કાર્ય અમને કરવા દો, શાસ્ત્ર કદી ખોટાં હોય નહિ. અને સમયની ગણત્રી જેમને અંતરજ્ઞાને કરી સિદ્ધ છે, તેવા, આ માર્કન્ડ મહારાજના હાથની વિધિ કોઈ કાળે નિષ્ફળ નિવડે નહિ. ઠેઠ માલવદેશથી તેડાવ્યા છે. તે રમત કરવા નહિ; ગણ તે ઘડી, પળ, વિપળ પકડવા. ગણત્રી કરી, હરકોઈ જોષી ઇષ્ટિ ઘડી કદાચ ગણી કાઢે; પણ સૂર્ય જોઈ તેને પકડી શકે એતો ફક્ત આજ જોષીરાજ કરી શકે. સમજ્યા રાજન્ ! એ સફળ થયેલો કષ્ટસાધ્યયોગ રક્તધારા જોવાની લાલસામાં નિષ્ફળ ન કરો. " આર્ત્ત સ્વરે ગંગાધરે વિરોધ જાહેર કર્યો. વૃદ્ધની કરચલીઓ આવેશમાં સંકોચાઈ.

ક્ષણભર રાજા ચૂપ રહ્યો. પરંતુ રાજાનો સ્વાભાવિક શત્રુ ' અહમ્ ' તક જોઇ ઉછળ્યો. ભરસભામાં પાટણના સમ્રાટને એક વૃદ્ધ શીખ દેતો હોય એ એમને પોતાના રાજત્વ પર હલ્લો થતો જણાયો. એમના હોઠ જોશથી બીડાયા અને ઉઘડયાઃ

" ગંગાધર શાસ્ત્રી ! પાટણનો નરેશ મૂર્ખ નથી, કયાં શેષનાગ પાતાળ ને કયાં વેંતની ખીંટી ! તમે એને અમૂક સંકેત માની શેષ બંધાયો છે એમ નામ આપતા હો તો તે માની લઉં, પરંતુ શેષ સત્યજ બંધાયો છે ને ખીંટી કાઢતાં રક્તધારા નીકળે એ વાતો, નજરે જોયા વિના નહિજ મનાય. "

ગંગાધરે રાજાને શાંત કરવા માંડયોઃ " મહારાજ ! માનુષી બુદ્ધિએ કલ્પીએ, અનુભવીએ, એથીએ વિશેષ આપણી ગહન વિદ્યાના ગર્ભમાં સમાયેલું છે. જે ગહન છે, અકળ છે અને સાથે સાથે અનુભવસિદ્ધ હોઈ સપ્રમાણ છે તેની ખાતરી શી કરવી ? રાજન્ ! ખીંટી કાઢતાં યોગ ફરી જાયઃ ગર્ભવિધાન વિચ્છિન્ન થઇ જાય. "

માળવાના જોષીના જોષને આકરી કસોટીએ ચઢાવવા તૈયાર થયેલા જયસિંહ મહારાજને ગળે વાત ઉતરી નહિ. એમણે માથું

હલાવ્યું. પેલા દબાઇ ગયેલા ઈર્ષાળુ જોષીઓનો લાગ આવ્યો. પાટણથી પધારેલા એક પંડિતે લાગ જોઈ ધૃષ્ટતા કરી.

"ખીંટી જરા ઊંચી કરો ને દાબી દો. સત્ય હશે તો તરતજ જણાશે. રાજાજીની ખાત્રી થાય અને કાર્ય સધાય." ડાવકો થઈ સમાધાન કરતો હોય તેમ હાથ જોડી એણે સૂચના કરી.

રાજાએ સૂચના પકડી લીધીઃ "બરાબર છે. ખીંટી ઉંચી કરો અને રક્ત જણાય કે દાબી દો."

આ વાદ, સંયમથી સાંભળી રહેલા જોષીનાં ભવાં પર, રાજાની બાલિશતા જોતાં ભયંકર તિરસ્કાર આવી બેઠો. એમનાં નેત્રોના પ્રકાશમાં અગ્નિજ્વાલાનો તાપ ભમવા લાગ્યો, મોટા મોટા સમ્રાટોના સંદેશાઓને યે નહિ ગણનાર, પ્રેરણાથી જ્ઞાન પામેલો, કુદરત સાથે સ્વતંત્ર વિહરનાર વિદ્વાન રાજાના દુરાગ્રહ અને ગર્વથી ચીડાઈ ગયો.

"રાજા, ખોટા આગ્રહ ના કરો."

"પણ જોષીરાજ ! શંકાનું સમાધાન કરો." રાજાએ વધારે આગ્રહી સ્વરમાં જવાબ દીધો.

"અનર્થ થશે, પાટણના રાજ ! હજી ચેતાવું છું. હઠ છોડો." જોષીના સાદમાં તીખાશ આવવા લાગી.

"રાજહઠ કદી છોડાઈ સાંભળી છે, જોષી મહારાજ ?" ગર્વથી માથું ઉંચું કરી જયસિંહ મહારાજે સામો પ્રશ્ન કર્યો. જોષીએ સામી વીંધી નાખે તેવી દૃષ્ટિ ફેંકી અને કહ્યુંઃ

"એ હઠથી દેવી સર્જન હણાઈ જશે એનું ભાન છે ? રાજા !" જોષીએ એટલી દૃઢતાથી શબ્દો ઉચ્ચાર્યાં કે પેલા બ્રાહ્મણના મનમાંયે ડર પેસી ગયો ને સભા અવાક્ થઈ ગઈ. અતિ રીસથી જોષીએ ખીંટીને સ્પર્શી પૂછ્યુંઃ "બોલો—"

રાજા ખંચાયો; પરંતુ ભાવી પોકારતું હોય તે શા રીતે મિથ્યા થાય ? એણે ધીમેથી કહ્યુંઃ

"ઊંચી કરો જોષીરાજ ! મને રક્તધારા જોવા દો."

જોષી સાવ વિફરી ગયો. ખીંટી પકડીને જોરથી હલાવવા મંડયો પણ તે કેમે હાલતી નહોતી! હાથમાં શું બળ નહોતું?

જોષી ઝડપથી કંઈ અસ્પષ્ટ બોલ્યા ને ખીંટી ફરી જોરથી પકડી હલાવવા માંડી–પણ આ વખતે એમને જોર કરવું પડયું નહિ. ખીંટી હચમચાવી, રાજાને ઉદ્દેશી, જોષી બોલ્યા; પાટણના રાજા લે જો."

એકદમ એણે ખીંટી પકડી ઊંચી કરી; અને તે સાથે રક્તની ધીકધીકતી ધારા ફૂવારાવત્ ચારે પાસથી છૂટી; અને માથું આગળ નમાવી જોતા રાજાને રક્તથી છાંટી નાંખ્યો.

"હાં, હાં, હાં, દાબી દો જોષીરાજ, ખીંટી દાબી દો." રાજા ગભરાઈ જઈ બોલી ઉઠયો.

જોષીએ ખીંટી દાબી દીધી. એમનો ક્રોધ નાસી ગયો હતો. એમના વદન પર તેને બદલે શાન્ત તિરસ્કાર અને ઊંડો વિષાદ હતો.

એકજ ક્ષણ તે નમતાં, નેત્રો ચૂપ રહ્યાં. અને ભાવીના ભેદ ભાખતા હોય તેમ હાથ ઊંચો કરી રાજા સામું જોઈ ગંભીર ઘેરા સાદે કહ્યું:

"ગર્વશીલ ગૂર્જરપતિ! તારી નાસ્તિકતાનો ફલાદેશ સાંભળી લે. રૂદ્રમાળ સંપૂર્ણ થઈ સ્વર્ગ ઊતારશે; પણ એને તોડનાર મળશે..."

"હેં, હેં! પ્રલયકાળ સુધી ટકવાનો હતો ને—" રાજાએ વચમાં પોતાનો ગભરાટ જાહેર કર્યો.

"શેષ છટકી ગયો, યોગ ફરી ગયો. ખીંટી ઊંચી કરી દાબી શીર્ષને બદલે પૂછડે બેઠી. એનું નિર્માણ થઈ ચૂકયું. અને રાજા! તારાં વસ્ત્રો તરફ જો. શેષનાગના રક્તે તું છંટાયો છે, અજીત થઈશ–તારી ધ્વજા ઉપર હંમેશ વિજય વિરાજશે પણ તારી કીર્તિપર કલંકના છાંટા રહેશે." એમ કહી જોષીએ ઉઠવા માંડયું.

રાજા હેબકાઈ ગયો. નમ્ર બની જઈ પસ્તાવો કરતો બોલ્યો:

"મહારાજ! રૂદ્રમાળ તૂટશે? મને કલંક આવશે? કંઈ ઉપાય?"

"ઉપાય એકે નહિ. વિધિનાં નિર્માણ આગળ ઉપાય શો?

શ્રીપુરનાં ભાગ્ય હશે તેટલું રૂદ્રમાળ એને શોભાવશે." જોષીએ ખસવા માંડયું.

રાજા એમને અટકાવતો વિનવતો બોલ્યો: "અરે જોષીરાજ! એટલું તો કહો કે એ કેટલું ટકશે? કોણ તોડશે? અને કંઈ નિવારણ?

"એ જાણીને હવે શો લાભ છે? છતાં સાંભળ! એક શતક એ વટાવશે, બીજો પૂરો નહિ કરે. આર્ય દેશનો પરમ શત્રુ એક તુર્ક દિલ્હીની ગાદીએ આવશે. આખા આર્યાવર્તનાં ધર્મતીર્થો એ તોડશે. અને એ સાથે તારા રૂદ્રમાળનેય જમીનવત્ કરશે. બસ, વધારે પૂછવું રહેવા દે."

જોષીએ ગંગાધર સામું જોયું ને ચાલવા સૂચવ્યું.

—અંબાલાલ નાથાભાઈ મિસ્ત્રી

## ૨૧. વિવાહ વિષે વાતચીત

[આ ગ્રંથના સંગ્રાહક શ્રી. અંબાલાલ નૃ. શાહ (જન્મ: તા. ૨૯–૮–૯૯–હળધરવાસ) નું જીવન સાહિત્ય, સેવા અને શિક્ષણ–પ્રચારમાં અત્યાર સુધી વીત્યું છે. ગુજરાતી સાત ધારણ એમણે હળધરવાસમાં પૂરાં કર્યાં પછી અમદાવાદમાં એમણે માધ્યમિક અને વિદ્યાપીઠ શિક્ષણ લીધું. ઈંટર આર્ટ્સ સુધી સરકારી ગુજરાત કૉલેજમાં ભણ્યા પછી એમણે ગૂજરાત વિદ્યાપીઠમાં શિક્ષણ લીધું. ૧૯૨૫માં ત્યાંથી તેઓ "ભાષાવિશારદ" થયા.

શિક્ષણ મેળવ્યા પછી શિક્ષણ આપવાનું કર્તવ્ય એમને ફાળે ગયું હોય તેમ, વિવિધ સ્થળેથી શાળાઓમાં એમણે શિક્ષક અને આચાર્ય (હેડ માસ્તર) તરીકે કામ કર્યાં: કરમસદ, માંડલ–અંજાર (કચ્છ) કલકત્તા અને મુંબઇમાં પણ એક બે હાઇસ્કુલોમાં તેઓ શિક્ષણ કાર્યમાં જોડાયા હતા. ૧૯૩૩ની સાલમાં તેઓ અમદાવાદ આવ્યા અને પ્રોગ્રેસિવ હાઈસ્કુલ ભાગીદારીમાં સ્થાપી. એ પછી પોપ્યુલર હાઇસ્કુલ એમણે પોતાની માલેકીની સ્થાપી. આ રીતે વિદ્યાપ્રચારનું પવિત્ર કાર્ય કરતા રહેવાનો એમનો જીવન-ક્રમ વહ્યો છે. સાથે સાથે વિદ્યાવ્યાસંગને અંગે સાહિત્ય સેવા એમને માટે સહજ સુલભ બની છે. બાલપણથી એમને 'કલાપી' અને 'ગોવર્ધનરામ'ની

સાહિત્યકૃતિઓ વાંચવાનો ખૂબ રસ હતો. એ અને ઇતર વાંચનથી પ્રેરાઇને શાળાજીવનમાં જ તેઓ કવિતાઓ રચવા લાગ્યા. 'સમાલોચક' 'ગુજરાત' 'રંગભૂમિ' વગેરેમાં એમની કૃતિઓ છપાતી. કવિતાઓ ઉપરાંત વાર્ત્તાઓ, ટુંકી વાર્તાઓ, નિબંધો આદિ પણ તેમણે લખ્યાં અને તે છપાયાં છે. 'સાહિત્ય દર્શન'ના સંગ્રહો ઉપરાંત એમની અન્ય સાહિત્ય કૃતિઓ આ છે :— (૧) ગરીબાઇનો ગજબ (૨) જાલિમ જલ્લાદ–નાટક (૩) હૃદય જ્વાળા (૪) માયાવી જાળ (નાટક) (૫) સ્વ. મણિકાન્તનું જીવન ને કવન (૬) આજનો ધર્મ (૭) 'F. Y. Arts ની ગાઇડ' (૮) 'કલંક શોભા' ઇત્યાદિ. એમનાં નાટકોમાંનું 'માયાવી જાળ' નાટક એમની ખડાયતા જ્ઞાતિના નાટ્યકલાશોખીનો તરફથી અમદાવાદમાં શાંતિભુવન થીએટરમાં મુંબઈની ધારાસભાના સ્પીકર ઓન. મિ. ગણેશ વાસુદેવ માવલંકરના પ્રમુખપદે ભજવાયું હતું. અને તે પ્રમુખ અને પ્રેક્ષકોની પ્રશંસાને પામ્યું હતું. એ નાટક એક ધંધાદારી નાટક કંપનીએ લેવા ઇચ્છા બતાવી હતી પણ એમણે તે આપ્યું નહોતું. **ધનશંકર હીરાશંકર ત્રિપાઠી**

મુંબઈમાં મહાલક્ષ્મી તરફ આવેલા એક બંગલામાં શશિનાથ તેના અભ્યાસ ખંડમાં બેઠો બેઠો વાંચતો હતો, એવામાં બારણું ઉઘડયું અને એક સુંદર રમણી દાખલ થઈ.

સહસાજ શશિનાથની નજર તે તરફ ગઇ, તે બોલ્યો; 'ભાભી કેમ આવવું પડયું ?'

પ્રશ્ન સાંભળીને રમણીથી સ્મિત હાસ્ય થઈ ગયું. તે બોલી; 'તમને એક વાત પૂછવા આવી છું. પૂછું તેનો ખરો ખૂલાસો મળશે ને ?'

'વાત શી–ખૂલાસો શો ? ભાભી, મને તો આમાં કંઈજ સમજણ પડતી નથી.'

'બધુંજ સમજાશે. પ્રથમ એટલું કહી દ્યો કે મને ખરો ખૂલાસો મળશે ?'

શશિનાથ વિચારમાં પડયો, ઉઘાડું પુસ્તક બિડાઈ ગયું; મુખ પર ગંભીરતા છવાઈ. તેણે પુરુષબુદ્ધિને છાજતો ઉદ્ગાર કાઢયો;

ભાભી તમે જે કંઇ પૂછો, તેનો જવાબ ન આપું, તો એ જુદી વાત છે; પણ જો કાંઇ બોલીશ તો સાચુંજ બોલીશ એટલી ખાત્રી રાખો. હવે કહો શી વાત છે ?'

શશિનાથના આ ખૂલાસાથી ઊર્મિલાને–તેની ભાભીને સંતોષ થયો હોય એમ લાગ્યું. તેણે અભ્યાસ ખંડની આસપાસ નજર ફેરવી. કોઇ નથી, એવી તેને ખાત્રી થઈ, એટલે મુદ્દાનો સવાલ પૂછ્યો; 'તમને લીલા ગમે કે નહિ ?'

સાંભળીને શશીનાથથી અટ્ટહાસ્ય થઇ ગયું. કાંઇક બેપરવાઇનો ભાવ વ્યક્ત કરતાં તે બોલ્યો, 'વાહ તમે પણ ઠીક છો હોં ! શી મોટી વાત !'

'ઓત્તારી ! તમે તો જવાબજ ઉડાવો છોને શું? કહી દ્યો ખરેખરૂં ! લીલા તમને ગમે કે નહિ ?' પ્રત્યુત્તર સાંભળવા ઊર્મિલાનાં નયન આતુરતાથી શશીનાથ સામે ઢળી રહ્યાં !

વાહ ! મારા ભાઈને ત્યારે તમે આમજ ધમકાવતાં હશો ને ! ચાલો હું તમારો જવાબ આપું ? એમ માનો કે લીલા મને ગમે; તેથી શું ?

'તેથી બેથી કાંઈ નહિ; મારે તો એ જાણવું છે, લીલા સાથે તમારી સગાઈ થાય—'

શશીનાથે વાકયને વચ્ચેથીજ છેદી નાખ્યું. તે પાછો હતો તેવો ઠાવકો થઇ કહેવા લાગ્યો; " ભાભી મારી કબુલાતનો નિકાલ તમનેજ સોંપું છું. તમે પૂછો અને હું કશુંજ ન બોલું, તો જુદી વાત, અને બોલીશ તો સાચુંજ બોલીશ–આ મારી કબુલાત. હવે જો કાંઈજ ન બોલું તો દિલમાં વસવસો રહે. સાચુંજ પૂછાવતાં હો તો મેં એ વિષે હજુ કશોજ નિર્ણય નથી કર્યો. "

" નથી કર્યો તો હવે કરો. હું નિરાંતેજ બેઠી છું. બોલો ! લીલા નિરાધાર છે, એ માબાપ વગરની કન્યા છે ને ગરીબ પણ ખરી, સગાઈ કરવાના વિચારમાં આ કારણો તો નડતાં નથીને ?"

શશિનાથનું મોં જરા મ્લાન થયું, કાંઇક વિષાદની છાયા પણ પ્રસરી. ઢાળેલી નીચી દૃષ્ટિ સ્હેજ ઉંચી કરીને ગંભીર સ્વરે તેણે પૂછ્યું: "મારે વિષે તમે આવો અભિપ્રાય બાંધતાં ક્યારથી થયાં ?"

"ત્યારે છે શું તે સાફ સાફ કહી દ્યોને !"

"કહું ! કહું છું તો મારાં પ્યારાં પુસ્તકો–ભણતરનો દોષ નીકવાનો ભય છે; નથી કહેતો તો તમારી પ્રશ્નપરંપરા ચાલુ રહેવાની."

"જરૂર; હું પૂછ્યા વગર ને તમારા દિલની સાચ્ચેસાચ્ચી વાત જાણ્યા વગર આજ તમારો છાલ નથી છોડવાની !"

"જુઓ ત્યારે; પ્રથમ અભ્યાસ, પછી બધુંયે. મને એકવાર આ છેલ્લી પરીક્ષામાં પાસ થઈ જવા દ્યો, એટલે ગંગા નાહ્યા. બાકી હમણાં તો સગાઈ બગાઈની વાત સ્વપ્નેયે નહિ."

"બહુ–જ ડાહ્યા; શી ચતુરાઇ ! ઓ હો હો ! ભણીને પાટલા ફાડયા પછીજ જાણે દુનિયા પરણતી હશે ? શી ઠાવકી ઠાવકી વાતો કરો છો ? ભૂલી જાઓ છો, તમારા ભાઈ ક્યારે પરણેલા ?"

"કેમ ભૂલું ! પણ ભાભી, એ જેટલા વહેલા પરણ્યા એટલો અભ્યાસ પણ અધૂરો રહ્યો, એ પણ કેમ ભૂલાય ?"

ઊર્મિલાનાં ભવાં ચઢયાં. તેનાં ચક્ષુમાં હવે જુદીજ મસ્તી જણાઈ; તેનો બોલવાનો વેગ અને સૂર બન્ને બદલાયાં. કિન્નાખોર વાઘણ પેઠે ઊર્મિલાએ ઘાંટો કાઢયો; 'તે–એમની ચોપડીઓ હું શું ખૂંચવી લેતી'તી ! મેં નપાસ કરાવ્યા ? અભ્યાસ પડતો મેલ્યો તેમાં કોઈ શું કરે ?"

શશિનાથે શાંતિથી અને એટલી જ ગંભીરતાથી સમજણ પાડી; "ભાભી, ઘાંટો પાડીને મને ગભરાવી મારો નહિ તો સારૂં, જુઓ; ખરી વાત તો એમ છે કે પરણ્યા પછી આપો આપજ સંજોગો બદલાય ને પુસ્તકો અભરાઈ પર ચઢે; એટલે તેને ખૂંચવી લેવાની જરૂરજ ન પડે ! લક્ષ્મીજી આવે ત્યાં સરસ્વતી રિસાય; તેમ પ્રિયા આવે એટલે પુસ્તકો પલાયન કરે, એ સિદ્ધાંત તો સર્જનજૂનો છે.

બન્નેનો મેળ પરસ્પર મળવાનોજ નહિ. માટેજ કહું છું કે હમણાં એ વાત પર પડદો નાંખો."

"ઠીક છે, હમણાં તો જાઉં છું; નિરાંતે વાંચ્યા કરો, પણ લીલાની વાત મેં ઝીલી છે. તેના પર હંમેશાંને માટે પડદો નાંખેલો તો નથી જ રાખવાની, એટલું રખે ભૂલતા !'

'હૃદયજ્વાળા' માંથી —અંબાલાલ નૃ. શાહ

## ૨૨. બકુલા અને તેનું વ્યક્તિત્વ

[ શ્રી. હિંમતલાલ ચુનીલાલ શાહ ( જન્મ સંવત્ ૧૯૬૨ )ની નવલકથાઓની ભાષાની ભભક એવી છે કે કશાથી નહિ તો તેથી પણ પ્રેરાઇ વાંચક આગળ ને આગળ વધ્યે જાય છે. ગુજરાતી–નવલકથા સાહિત્યમાં એવી ભાષાસમૃદ્ધિ બહુ ઓછી દેખાય છે. તેમનાં પુસ્તકો:–' ફેમ કથાઓ ' 'ડોલતું નાવ ', ' બકુલા ભાભી ', ' દીનેશ ' વગેરે. તેઓ ' બાલસખા ' ના સંચાલક અને તંત્રી પણ છે. તેનું કાર્યાલય અમદાવાદમાં છે.]

કેટલાંક માણસો શાસન કરવા જ જન્મેલાં હોય છે. તેઓ ગરીબ હોય, ઓછાં વિદ્વાન હોય કે હીન દશામાં આવી પડેલાં હોય તોપણ પોતાની આજુબાજુના નાના કે મોટા સમૂહ ઉપર પ્રેમભરી કે ગુમાનભરી સત્તા ચલાવે છે. આ સત્તા મેળવવા તેમને મૂલ્ય આપવું પડતું નથી. કુદરત સાનુકૂળ સંયોગો ઉભા કરે છે ને એ ભાગ્યશાળી માનવીને ઉંચું સ્થાન આવે છે. બકુલા શાસન કરવા જ જન્મેલી પ્રતિભાશાળી નારી હતી. સમાગમમાં આવનાર પ્રત્યેક વ્યક્તિ ઉપર તેની પ્રતિભા પડતી ને અક્કડ માણસોને યે નમાવતી. પોતાના સંસારની કાર્યવાહીમાં એનો પ્રત્યક્ષ હિસ્સો બહુ ઓછો હતો છતાં એ જ કાર્યવાહીમાં એનો હિસ્સો કોઈ પણ કરતાં ચઢે તેવો હતો. બકુલાના પતિનું નામ દુર્ગાપ્રસાદ. શેઠ દુર્ગાપ્રસાદ અમદાવાદમાં કેટલીક મિલો ધરાવતા હતા.

શેઠ દુર્ગાપ્રસાદ વધારે સુખી ગણાતા. લક્ષ્મી એનાં મુક્તહાસ્ય વેરતી તેમના આંગણામાં મહાલતી હતી. મોટા મોટા સામ્રાજ્ય–

શાસકને ભાગ્યે મળે તેવી બુદ્ધિમાન, સદ્‌ગુણી અને સૌંદર્યમયી પત્નીના તે પતિ હતા. જોઈને આંખ ઠરે અને ઓળખીને હૈયું ઠરે તેવાં બાળક–બાળકીઓના તે પિતા હતા. આમ એમની સંસાર-વાડીમાં નિત્ય વસંતના પ્રફુલ્લ વાયરા વાતા ને એ વાટિકા નિરંતર સ્નેહ અને સુખની સૌરભથી આજુબાજુના વાતાવરણને ઉલ્લાસમય, નવચેતનપૂર્ણ રાખતી. ન મળે ત્યાં વિષમ પરિસ્થિતિની પાવકજ્વાળા, ન મળે ત્યાં દુઃખના ઉના નિસાસા યા ન મળે ત્યાં અસંતોષ કે ઉગ્રતા. એકંદર આખું તંત્ર સુખી અને સંતોષી હતું.

આ તંદુરસ્ત ગૃહજીવનનું સર્જન કરનાર અને રોગ–ઉત્પાદક જંતુઓ ન ઘુસી જાય તે માટે ચોકી કરનાર એક મગજ હતું. અનિષ્ટને બાળીને ભસ્મ કરી નાખવા આ જ્વલંત ગૃહસંસારની પાછળ એક ભડભડ બળતી આગની જ્વાળાઓ હતી. શત્રુઓ એ આગથી દાઝતા ને સ્વજનો હૂંફ પામતા. એ મગજ હતું બકુલાનું, એ આગ હતી બકુલા પોતે.

શેઠ દુર્ગાપ્રસાદ મુત્સદ્દી અને લાયકીવાળા ગૃહસ્થ હતા; પણ તેમનું વ્યક્તિત્ત્વ ગૌણ રહેતું અને બકુલાની પાછળ રહી ડોકિયાં કરતું. બકુલાની શક્તિઓની નદી અનેક ફાંટાઓમાં વહી ગૃહસંસારની ભૂમિને રસકસવાળી બનાવતી, તેમ નવરાવતી. એના મગજનો તરંગ મૂર્તિમંત થઈ, ગૃહસંસારના આકાશમાં મેઘ ધનુષ્યની જેમ ચમકી રહેતો. જ્યાં જુઓ ત્યાં બકુલાની બુદ્ધિ ઢોળાયેલી દેખાય, પણ તમારી આંખ શક્તિશાળી હોવી જોઇએ. એમ ન હોય તો ભાગ્યે બકુલાનું વ્યક્તિત્ત્વ દેખાય, ભાગ્યે એની મહત્તાનાં દર્શન થાય.

—અને શેઠ દુર્ગાપ્રસાદનો ગૃહસંસાર એટલે? એટલે પૂર્વ અને પશ્ચિમનું સફળ મિશ્રણ, પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓનો સહકાર. શેઠ દુર્ગાપ્રસાદ આનંદી જીવન ગુજારતા, નિશ્ચિત અને નિર્લેપ રહી તરંગોની તૃપ્તિ કરતા. એમના જીવનમાં વારંવાર પૂરાતા અને બદલાતા રંગો જોઈ અજાણી વ્યક્તિ તેમને તરંગોના ગુલામ માની

બેસતી; પણ ખરૂં જોતાં તેઓ તરંગને વશ થવા સાથે તરંગને કાબુમાં રાખવાની કળા પણ જાણતા હતા. પશ્ચિમની અસર તળે વધારે આવ્યા હતા. તેઓ ફેશનેબલ કપડાંને ટાપટીપ વગર પહેરતા, બકુલા સાદાં કપડાંને ટાપટીપથી પહેરતી. એકના જીવનમાં પશ્ચિમના જીવનનો વિલાસી આત્મા દેખાતો ત્યારે બીજીના જીવનમાં પૂર્વનો ઋજુ આત્મા દષ્ટિગોચર થતો. આમ છતાં આ બે વચ્ચે વૈમનસ્યને સ્થાન નહોતું. બકુલાનું ગૌરવભર્યું વ્યક્તિત્વ વૈમનસ્યને ઉત્પન્ન થવા દેતું નહીં. આ યુગલનો બાહ્ય સંબંધ જેટલો ભભકભર્યો હતો તેટલો બલ્કે તેથી યે વધુ ભભકભર્યો આંતરિક સંબંધ હતો. બંને જુદા જુદા ક્ષેત્રમાં વિહરતાં દેખાતાં તોપણ બંને એકમેકની પૂર્તિરૂપ હતાં. આમાં જ લગ્નસંબંધની સફળતા છે.

બકુલાના ફેશનેબલ પહેરવેશથી દીપતા અંગમાંથી વીસમી સદીની આદર્શ આર્યાના ગુણોની પ્રભા ચમકતી. એક ગૃહસ્થાશ્રમી આશા રાખે તેવા વિલાસની ભોક્તા હતી; છતાં વિલાસની ગુલામ નહોતી. એ સુખ, સાહ્યબી અને વિલાસથી દેહને સુખી કરવા મથતી પણ એ મંથન કરતી વખતે આત્માની ઉન્નતિને ભૂલી જતી નહીં. પ્રસંગોપાત કડક થતી પણ એ કડકાઈની પાછળ અનંત પ્રેમ, અપાર દયા અને જીવંત સહાનુભૂતિનો વસવાટ રહેતો. શાસન કરતી, હૂકમ કરતી અને એ હૂકમને અમલમાં મૂકાયલો જોવા ઇચ્છતી તોપણ આજ્ઞાના અનાદરને ઉદાર હૃદયે નીભાવી લેતી. કુટુંબ મોટું હતું તોપણ તે દરેક વ્યક્તિની પાસે રહેતી. પ્રેમભરી સત્તા ચલાવી દરેકને ધારેલા માર્ગે વાળતી, પણ કદી અળખામણી કે ભારે થઇ પડતી નહીં. પતિની તે હૃદયવલ્લભા હતી, પતિની સેવામાં કૃતાર્થતા માનતી. નોકરોની મદદથી પોતાનાં દૈનિક કાર્યો પૂરાં કરનારી નારી પતિને માટે જાતે શ્રમ કરતી; આમ છતાં તે ગુલામડી નહોતી બની. બાળકોની તે મા હતી ને તેમને કેળવતી. હૃદયના પ્રેમથી નવરાવતી તોપણ વેવલી મા નહોતી બની. પ્રસંગોપાત કડક ને કઠોર થતી

તોપણ માતૃપ્રેમનું ઝરણુ અખંડિત ગતિએ વહ્યું જતું. નોકરોની તે શેઠાણી હતી, તેમની પાસેથી કામ લેતી, ઘણી વખત ધધડાવી નાખતી, તોપણ પોતાનાં બાળકોની જેમ તેમને ગણતી ને રાખતી. આમ કુટુંબની નાની કે મોટી પ્રત્યેક વ્યાકતના માથા ઉપર એક અમીભર્યો હાથ નિરંતર ફરતો રહેતો. શેઠ દુર્ગાપ્રસાદ તેને પોતાના વફાદાર મિત્ર રૂપે માનતા, બાળકો વહાલસોયી મા તરીકે માન આપતાં અને નોકરો હિતચિંતક માયાળુ છત્ર તરીકે સ્વીકારી વધાવતા. દરેક વ્યકિત બકુલાને પોતાની માની તેને નહીં દુભવવા કાળજી રાખતી. આવી શેઠાણી મળવી તે સદ્ભાગ્ય છે. આવી માતાને પેટ પડવું તેમાં ગૌરવ છે અને આવી પત્નીના પતિ થવું તે પરમાત્માની અનંત કરુણાથી પ્રાપ્ત થયેલો જીવનનો પરમ લહાવો છે.

આવી વિશિષ્ટતા ધરાવતી નારી પ્રશંસાપાત્ર અને સન્માન્ય છે. એ સંસારની શોભા છે. એ જીવનનો પ્રાણ છે.

આ કુટુંબની દરેક વ્યકિત સ્વતંત્ર હતી. કોઈ પણ કાર્યમાં કોઈને કોઈની રજા લેવાની જરૂર નહોતી. દરેક પોતાને ઈષ્ટ લાગતા માર્ગે વળી જીવન ઘડવાને સ્વતંત્ર હોવા છતાં તે અવળા માર્ગે ન વળી જાય તે જોવાનું અને જરૂર પડતાં સલાહ આપવાનું કામ બકુલાનું હતું. એકંદરે અહીં માનવીના જન્મસિદ્ધ હક્કો માટે કોઈ પણ વ્યકિતને અધિકારની સત્તા સામે કે પૂજ્યતાના ઘમંડ સામે લઢવાની જરૂર રહેતી નહીં; તોપણ મુરબ્બીની હુંફ મળ્યા કરતી.

વિલાસ બકુલાના કુટુંબની સ્વતંત્ર વ્યકિત હતી. ઠેર ઠેર નણંદ ભોજાઈ વચ્ચે અણુસમજ, દ્વેષ કે મૂર્ખતાને કારણે બારમા ચંદ્રનું રાજ્ય ચાલતું દેખાય છે ત્યારે અહીં તદ્દન નવું જ એટલે કે પ્રેમનું લાગણીવાળું રાજ્ય હતું. વિલાસ બકુલાને માતાને સ્થાને સ્થાપી સખી સંબંધના લહાવા લેતી હતી, માતૃપ્રેમના જેવા હુંફાળા પ્રેમની હુંફ મેળવતી હતી અને વડીલની કસાયેલી બુદ્ધિથી મળતા લાભ પ્રાપ્ત કરતી હતી. તે પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત બકુલાને કહેતાં સંકોચાતી

નહીં. બકુલા પણ સાંભળેલી વાતનો દુરૂપયોગ ન કરતાં તેના ઉપર સહાનુભૂતિભર્યો વિચાર ચલાવી કરવા યોગ્ય કરી છૂટતી. બંને દીલો એકમેક આગળ ઉઘડી જવા છતાં બકુલા પોતાનું વ્યક્તિત્વ જાળવી શકી હતી. અતિ સંસર્ગ પ્રભાવને ક્ષીણ કરે છે પણ અહીં તેવું નહોતું થયું. પોતાને ગમતી વાત ઉપર બકુલા વિરૂદ્ધનો અભિપ્રાય આપતી ત્યારે વિલાસ અક્કડ થઈ જતી પણ છેવટે નમ્યા સિવાય ચાલતું નહીં.

આવાં ઉન્મત્ત માનવીઓ ઉપર રાજ્ય કરતી નારી કેટલી બળવાન અને કેટલી ભાગ્યશાળી ગણાય? બકુલા એવું બળ અને એટલું ભાગ્ય ધરાવતી હતી. પતિની તે પ્રેયસી હતી. સદ્‌ગુણસંપન્ન તંદુરસ્ત બાળકોની મા હતી અને ગૃહરાજ્યની ગરવી સ્વામિની હતી. ઇશ્વરે સંસારનું એક પણ સુખ તેને માટે બાકી રાખ્યું નહોતું. પોતાની કાયાને પરાર્થે ઘસી નાખવામાં બકુલાએ પણ દીલ ચોર્યું નહોતું.

( ' બકુલાભાભી ' માથી ) હિંમતલાલ ચુ. શાહ

પૌરસ્ત્ય— 'પુરસ્' ઉપરથી, પૂર્વ પ્રદેશની પ્રજા. એટલે કે હિંદી પાશ્ચાત્ય—'પશ્ચાત્' ઉપરથી. પશ્ચિમ પ્રદેશની પ્રજાઃ ' પાશ્ચિમાત્ય ' શબ્દ અશુદ્ધ છે. કારણ કે શબ્દો ગમે તેમ બનાવાતા નથી. વૈમનસ્ય—વિ+મનસ્ ઉપરથી; જેના ઉપરથી મન ઉઠી ગયું છે તે એટલે કે તકરાર.

---

## ૨૩. ચોર

એ ગર્વના તોરનો જુવાળ ઠંડો પડતાં મેં ચોર તરફ જોયું. તેના માથામાં વેદના થતી હશે એટલે બંને હોઠ જોર કરી દબાવવા છતાં મોંમાંથી દુઃખના સિસકારા નીકળતા હતા. તેના દિદાર જોઈ હું થંભી ગયો. મારો ઉત્સાહ અને આનંદ પણ થંભી ગયા. એકાદ ઝાડની ઓથેથી ગોળીબાર કરી ' વાહ મેં તો વાઘ માર્યો.' એમ બોલી પોતાનીજ પીઠ થાબડી શિકારી ઘવાયેલા શિકાર પાસે જઈ જુએ કે એ તો શિયાળ હતું ત્યારે તેના ચહેરા ઉપર નિરાશા છવાય

છે અને મનને ધક્કો લાગે છે. મારી પણ અત્યારે એવી જ સ્થિતિ થઈ. મેં તો માન્યું હતું કે ચોર કોઇ પહાડી પંજાવાળો પંજાબી હશે; અથવા કદાવર કાયાવાળો કાબુલી હશે; એને મોંડે બુકાની હશે, કમરે કટારી હશે અને આંખમાં ખુમારી હશે. પણ આ ધવાએલ આદમી તો હાડ પાંસળાંનો માળો હતો. શરીરમાં રક્ત માંસનું નામ ન હતું. શું જીવતે જીવતાંજ એને ગીધડાંઓ ચુંથી ગયાં હશે ? તેનું મોં દયામણું હતું ને આંખમાં આજીજી હતી. હું મગરને મ્હાત કરવાની આશા રાખતો હતો પણ મેં તો માર્યું હતું મગતરૂં. વિવશતા અને અવશતાની મૂર્તિ સમા આ દુર્બળ આદમીને ઘાયલ કરવા માટે મને પશ્ચાતાપ થવા લાગ્યો. પહેલી જ દષ્ટિએ હું માપી ગયો હતો કે એ ચોર હોયજ નહિ.

હું વિચારમગ્ન ઉભો હતો. ન'તો બોલાવતો આજુબાજુ વસનારાં લોકોને કે ન'તો બોલાવતો પોલીસને. એ જોઇ ચોરે બંને હાથ જોડી રડતાં રડતાં કહ્યું. 'સાહેબ બચાવશો તોય તમે અને પકડાવી દેશો તોય તમે. હું ગરીબ પર રહેમ કરો.'

'અલ્યા ! તું ચોર જેવો નથી જણાતો.' મેં મૌન અસહ્ય લાગવાથી વાતચીત શરૂ કરી.

'હા ! માબાપ, મારા બાપદાદા ચોર ન હતા, હું પણ નથી, પણ આજેજ ન છૂટકેજ...' લાડીના ઘા આગળ વેદના થવાથી તે આગળ બોલતાં અટકી ગયો.

'ન છૂટકે શા માટે ?'

'સાહેબ ચાર ચાર દિવસથી પેટમાં અન્ન પડયું નથી. જ્યાં ભીખ માંગવા જાઉં છું ત્યાં બધાં હડહડ કરે છે, 'મુંબઈનો મવાલી હશે.' 'વેશધારી બદમાશ હશે,' એમ કહી બારણેય ઉભા રહેવા દેતા નથી; પછી તમે જ કહો હું ચોરી ન કરૂં તો બીજું શું કરૂં ?'

મારી ઇંતેજારી વધવા લાગી: ચોરોના કલ્પનામય હલ્લાની હબકે અમારા નગરે કેટલાય ભિખારીઓને ભૂખે માર્યા છે એનો મને ખ્યાલ આવ્યો. મેં પૂછયું 'ચાર દિવસથી અન્ન મળ્યું

નથી તો પછી પકડાઈ જેલમાં જતાં શા માટે ડરે છે ? ત્યાં કંઈ નહિ તો બે ટંક પેટપૂર ખાવાનું તો મળશે જ મળશે.'

સહાનુભૂતિભરી રીતે મને વાત કરતો જોઈ તેનામાં હવે હિંમત આવી હતી તેથી તેણે મને પૂછયું.

"સાહેબ તમે શ્રવણ અને દશરથ રાજાની વાર્તા સાંભળી હશે." તે અટક્યો, પણ અહીં એ વાર્તાને શો સંબંધ હશે તે નક્કી ન કરી શકવાથી હું મૂંગો જ રહ્યો. તેણે ફરી પોતાની વાત આગળ ચલાવી.

"સાહેબ એ શ્રવણને બે આંધળાં માબાપ હતાં. તે શ્રવણના પાછા ન ફરવાથી 'શ્રવણ–શ્રવણ' કરી ટવળી મર્યાં હતાં. મારે પણ એવાંજ બે આંધળાં માબાપ છે. હું તેમનો શ્રવણ છું. હું પકડાઈ જાઉં તો તેઓ પણ તેવીજ રીતે પ્રાણ કાઢે. માટેજ મને કેદખાનાનો ડર છે.

સાહેબ તમે કહેશો કે તો પછી ચોરી કરવા શા માટે નીકળ્યો હતો ? મારા પોતાનાજ પેટની વાત હોત તો તે ભૂખથી આગે આગે બળી શરીર ખાખ થઇ જાત તોય હું ચોરી કરવા ન જાત, પણ મારાથી ઘરડાં માબાપની આંતરડી કકળે તે જોયું જતું ન હતું તેથીજ......વળી મેં ચોરી પણ એવી કઈ મોટી કરી છે ? માત્ર એજ મૂઠી ચણા ચોરી લાવ્યો છું. ભરૂંસો ન પડતો હોય તો લો ઝડતી.'

ઝડતી લેવા જેટલી હવે મારામાં હોંશ ન હતી. હું ઉંડા મનનમાં ડૂબી ગયો હતો. એવામાં પાસેથી પસાર થતી એક વિકટો-યાના અવાજે હું જાગી ગયો.

'એય ગાડી.'

'જી સાહેબ.' કહી ગાડીવાળાએ ગાડી થોભાવી.

'સવારી છે.'

ક્યાં જવું છે ?'

ડોકટર ખંડેરાવની ઈસ્પિતાલે.'

*

ઘાયલ શ્રવણને પાટાપુટી બંધાવી ઈસ્પિતાલમાં સુવાડી હું તેના બતાવ્યા મુજબ તેના માબાપને શોધવા નીકળ્યો. હું તેમને સાંત્વન આપવાને—તેમની માફી માગવા જતો હતો. રસ્તામાંથી એક કંદોઈની દુકાન ઉઘડાવી મેં મીઠાઇ પૂરીનાં પડીકાં પણ બંધાવી લીધાં હતાં.

હું નગરને સીમાડે તળાવ કાંઠેના વાડિયામાં આવી ઉભો. ત્યાં ઘણાય લૂલાં લંગડાં ને આંધળાં પાંગળાં માત્ર અરધાંપરધાં વસ્ત્રે નમ્રતા અને ટાઢ બંનેથી બચવા ટૂંટીયાંવાળી સૂતાં હતાં. હું ઊભો ઊભો વિચારવા લાગ્યો "આવા અશક્ત શરીરોમાં પણ મવાલી અગર બદમાસો છૂપાઈ રહ્યા હશે એવો વ્હેમ લોકોને કેવી રીતે આવતો હશે?" મેં શ્રવણે આપેલી નિશાની મુજબ તેનાં માબાપ શોધી કાઢ્યાં. અંધ લોકો ખૂબ ચકોર હોય છે. તે મારા પગરવ ઉપરથી જ સમજી ગયાં કે હું તેમના તરફ જ જઇ રહ્યો છું.

'કોણ છે?' વૃદ્ધ આંધળાએ ટકોર કરી.

'શ્રવણ તું આવ્યો?' અંધ માએ પ્રશ્ન કર્યો.

'ના. એ આપણો શ્રવણ ન હોય. ઘરડી થઈ તોય તું શ્રવણનાં પગલાંને ઓળખી રહી નથી.' વૃદ્ધે વૃદ્ધાને ઠપકો આપ્યો.

'આ ચાર દહાડાના ઉપવાસે મારી શુદ્ધબુદ્ધ ઠેકાણે રહી નથી એટલે હું ભૂલમાં પડી હોઇશ.' વૃદ્ધાએ પોતાનો બચાવ કર્યો.

મેં પાસે જઈ એ વૃદ્ધ જોડાંના પગની ધૂળ માથે ચ્હડાવી.

'કોણ છો તમે?' બંનેએ ઇંતેજારીથી ફરી પ્રશ્ન કર્યો.

મારે શો પરિચય આપવો તે નક્કી ન કરી શકવાથી હું બોલ્યો 'મને શ્રવણે મોકલ્યો છે.'

'શા માટે?'

'તમને પારણાં કરાવવા.'

'તે ક્યાં છે?'

'ઇસ્પિતાલમાં.'

'ઇસ્પિતાલમાં!!! હાય હાય અમારા શ્રવણને શું થયું છે? અમારા આંધળિયાની લાકડીને કોઈએ ભાંગી તો નથી નાખીને?'

'ના, ભાંગી તો નથી નાંખી પણ તે ઘાયલ થયો છે.'

'ઘાયલ!!! કેવી રીતે?'

'તે ચોરી કરતાં પકડાયો હતો.'

'કોણે પકડયો?'

'મેં.'

'તેણે શાની ચોરી કરી હતી?'

'એ મૂઠી ચણાની.'

'તમારે ચોર જ પકડવો હતો તો એ મૂઠીના ચણાના ચોર સિવાય બીજો એકે ચોર ન જડયો?'

મારે બોલવું ન હતું છતાં મારાથી બોલાઈ ગયું. 'કાકા એ તો છીંડે પકડાય તે ચોર, બીજા તો શાહુકાર.'

કાકા ઉત્તેજીત થઈ ગયા 'હા હા, તેજ ચોર ને બીજા શાહુકાર. આ દુનિયા ઊંધાં ચશ્માંથી જ જુએ છે. તે આખાં કોળાં શાકમાં જાય તોય બોલતી નથી, પણ તેનું નાનકડું બીજ જો કોઈ ચોરી જાય તો દોડાદોડ કરી મૂકે છે.'

મેં ધીમે ધીમે કાકાને શાંત પાડયા ને કહ્યું, 'મેં જે કંઈ કર્યું છે તે અજાણમાં કર્યું છે. એના બદલામાં તમે ગમે તેવો શાપ આપશો તોય હું હસતે મ્હોડે ઝીલી લઈશ.' કાકા પણ શાંત થયા. હું તેમને તેમના શ્રવણ પાસે લઇ ગયો. શ્રવણને પણ પછી ડૉકટરે 'ઘરે જઇ શકશે.' એવી રજા આપી. એટલે હું એ ત્રણેને લઇ મારે ઘરે ગયો. શ્રવણને મારવા બદલ મેં પ્રાયશ્ચિત કર્યું. એનો અર્થ એ હતો કે એ ત્રણેને મેં પોતીકાં સ્વજન બનાવી ઘરમાં રાખ્યાં.

એ કાકા પાસે પાછળથી હું ઘણું શીખ્યો. સમાજમાં સાચા ચોર કોણ છે તેનો પરિચય પણ હું તેની વીતકકથાઓમાંથી પામી શકયો. દર સાંજે તે મને તેની આપવીતી સંભળાવતા. એમાંની એક વાનગી અત્રે રજુ કરૂં છું.

'મારી મા વિધવા હતી. તે દળણાં દળી પેટે પાટા બાંધી જે કંઈ બચાવતી તે નગરના નગર શેઠની હવેલીએ જમા કરાવતી. મારી મા જેવી અનેક ઘરડી ડોસીઓની થાપણ એ શેઠને ચોપડે લખાતી. એક દિવસ એ શેઠે દેવાળું કાઢયું. પછી અમે બધાં રસ્તાનાં રઝળતાં ભીખારી થયાં અને એ શેઠે તો થોડા જ દિવસમાં સ્ત્રીને નામે મોટી હવેલી બંધાવી. કહે બેટા! હવે ચોર કોણ! આ પારકે પૈસે તાગડધિન્ના કરનાર શેઠિયા કે પેટની આગ બુઝવવા મૂઠી ચણાની ચોરી કરનાર શ્રવણ?'

'મારી મા મરવા પડી હતી. હું ને આ શ્રવણની મા તેની પ્રાણ આપી સેવા કરતાં. પેલા શેઠના દેવાળા પછી અમારી રોજ મજૂરી કરી રોજ ખાવા જેવી સ્થિતિ હતી. હવે માની માંદગીએ મજૂરી પણ છૂટી ગઇ. મેં માના દવાદારૂ અને ઘર ખરચ માટે થોડાક બાપદાદાના વખતના જૂના સોનાના દાગીના વેચવા કાઢયા. હું ઝવેરીની દુકાને ગયો. તેણે ઘરેણાં લઈ કહ્યું 'કાલે આવી દામ લઈ જજે. ત્યાં સુધીમાં હું એને ભઠ્ઠીમાં તાવી એની કિંમત કરી રાખીશ.' ભોળોભટાક હું એ છળરમત સમજી ન શકયો. બીજે દિવસે હું તેની દુકાને ગયો. મને જોતાં જ તે તાડૂકી ઊઠયો 'કેમ અલ્યા મારા વિના બીજો કોઇ છેતરવાનો ન જડયો?' 'કેમ શેઠ, એમ કેમ બોલો છો?' હું તો પૂછતો જ રહ્યો જ્યારે તે ઘાંટા પાડી પાડી બોલવા લાગ્યા 'લે આ બે રૂપિયા. સોનાના કહી પિત્તળનાં ઘરેણાં ભેરવવા આવ્યો હતો નહિ?' મેં કહ્યું 'પિત્તળનાં તો પિત્તળનાં—લાવો મારાં ઘરેણાં પાછાં.' તેણે પિત્તળનો સળિયો બતાવી કહ્યું 'લે લઈ જા, તારાં ઘરેણાં તો ભઠ્ઠીમાં ઓગળી સળિયો બની ગયાં છે.' ન તો મેં સળિયો લીધો કે ન તો રૂપિયા. હું મૂગો ઘેર આવ્યો. કહો હવે ચોર કોણ? મારો શ્રવણ કે એ ચોકસી?'

એવી એવી વાતો સાંભળ્યા પછી મેં મારી વકીલાત છોડી દીધી. મેં સાચા ચોરોને પકડી ઉઘાડા પાડવાનો ધંધો શરૂ કર્યો.

**પ્રભુભાઈ પટેલ**

# ૨૪. માધુકરી

## ૧. ફેઈસ પાઉડર

અનેક પરદેશી વસ્તુઓના આંધળા અનુકરણથી આપણે આપણી મૂર્ખાઇનું પ્રદર્શન કરીએ છીએ તેમાં આ ફેઈસ પાઉડરને પણ સ્થાન છે. પશ્ચિમના દેશોમાં જ્યાં અતિશય ઠંડી પડે છે ત્યાં ચહેરાની ચામડીના રક્ષણને અર્થે એ પદ્ધતિની કદાચ જરૂર પડતી હશે. ( આપણે ત્યાં બાવાઓ નિત્ય પ્રભાતે સ્નાન પછી ભભૂત–રાખને પાણીમા ભીંજવી શરીરે લગાવે છે તે પણ આ ચામડીના રક્ષણના ઉદ્દેશથી ) જો કે આજે તો પશ્ચિમમાં પણ આરોગ્યના નવા વિચારોને લીધે આ કૃત્રિમતા સામે પોકાર ઉઠયો છે; પણ આપણા હવામાનમાં તો એ વસ્તુને બીલકુલ જ સ્થાન નથી. તેને લીધે કેટલું નુકસાન થાય છે એ આ નીચેના લખાણુથી જાણ્યા પછી યે આપણે કંઈ સમજીશું ?

દસ પંદર વર્ષ પહેલાં પાઉડરથી રંગેલા ચહેરા માત્ર નાટકો ને ભવાઈઓમાં જ નજરે ચડતા પણ આજ તો એની ચમકથી ચમકતાં મુખો ડગલે ને પગલે દેખાય છે. એની મદદથી કૃત્રિમ રીતે સૌન્દર્ય પ્રાપ્તિ કરવા ઇચ્છનારાઓ પોતાના સ્વાસ્થ્યને એથી પહોંચતી હાનિનો કંઈ વિચાર કરતા હશે ખરા ?

વિદેશોથી આવતા પાઉડરોનો મોટો ભાગ ખડી માટીનો બનેલો હોય છે, જે ચામડીને ખરાબ કર્યાં વિના નથી રહેતા. આપણી ચામડીમાં નાનાં નાનાં અસંખ્ય છિદ્રો હોય છે જે બે કાર્ય કરે છે: એક તો અમુક અંશે પ્રાણવાયુ ખેંચવાનું ને બીજું દૂષિત વાયુને બહાર કાઢવાનું. પાઉડર એ છિદ્રોને રૂંધી મૂકે છે એટલું જ નહિ, એમને સંકુચિત પણ બનાવી મૂકે છે ને પરિણામે રહ્યાસહ્યા કુદરતી સૌન્દર્યનો પણ સહેજે નાશ થવા પામે છે.

આપણા ચહેરાની ચામડી નીચે અમુક એવી ગ્રન્થિઓ રહેલી છે કે જે ક્રમ મુજબ કામ કરતી રહેતી હોવાથી ચહેરા પર એક

જાતની સ્નિગ્ધતા છવાઈ રહે છે. પાઉડરથી એ ગ્રન્થીઓ શિથિલ પડી જાય છે, ચહેરા પર શુષ્કતા આવી જાય છે, ને અકાળે કરચલીઓયે પડી જાય છે ડૉ. સ્ટૅન્લી તો જણાવે છે કે આપણી ત્વચા નીચે શરીરનું કીટાણુઓથી રક્ષણ કરતું એક જાતનું અમ્લતત્ત્વ (acidity) આવેલું છે જેનો પાઉડરના પ્રયોગથી સમૂળગો નાશ થાય છે.

( આયુર્વેદ વિજ્ઞાન )

## ૨. ચન્ની પડવો

બળેવનો તહેવાર બીજે બધે શ્રાવણની પૂનમે ઉજવાય છે. પણ સુરતમાં શ્રાવણ વદ પડવાને દિવસે બળેવનો તહેવાર ઉજવાય છે. ને મેળો ભરાય છે. સુરતની આ એક વિશિષ્ટતા છે.

સુરત તૂટીને મુંબાઇ થયું છે. સુરતના ઘણા લોકો ત્યાં વસે છે. અગાઉ પણ સુરતના વેપારીઓ મુંબાઇમાં વસતા અને શ્રાવણ સુદ પૂનમે દરિયાની પૂજા કરી નાળિયેર ચઢાવી પોતાને વતન સુરત આવતા ને સુરતમાં પણ બીજે દિવસે તહેવાર ઊજવી તાપીનું પૂજન કરી નાળિયેર ચઢાવતા. આમ એક દિવસ મુંબાઇમાં ને બીજે દિવસ સુરતમાં, એમ બે દિવસ બળેવનો તહેવાર પાળતા; ત્યારથી સુરતમાં બળદેવને બીજે દિવસે જ મેળો ભરાય છે અને બીજે દિવસે જ બળદેવનો તહેવાર ઉજવાય છે.

પણ આવા ઘણા તહેવાર આપણા શહેરમાં હેતુ વિના માત્ર મોજમજા માટે ઉજવાય છે. જેમકે વાસી ઉતરાણ, કનકવાની વરસી, વાસી ચંદની, પડવો વગેરે શરદ પૂર્ણિમાને દિવસે ચંદ્રના અમૃતમય કિરણો ઝીલવા ગામેગામના લોકો ચાંદનીમાં રાત્રે ફરે છે, જ્યારે સુરતમાં બીજે દિવસે એટલે પડવાને દિવસે એ ઉત્સવ ઉજવે છે; ઘારી–ભૂસા ( ફરસાણ ) ની ઉજાણીઓ પડવાને દિવસે થાય છે અને એટલેથી ન ધરાતાં વાસી ચંદની પડવો પણ ઉજવે છે એ દિવસે સ્ત્રીઓ અને બાળકો સિવાય કિશોરથી માંડીને અતિવૃદ્ધ સુધીના પુરુષો 'ચન્ની પરવો આઇવો ' એમ કહી તેના હરખમાં ઘારીભુસું ઉડાવવા માટે દાંત સાફ કરે છે, ને પૈસાની જોગવાઈ કરવા માંડે છે. ( પ્રતાપ )

## ૩. દુનિયાનું અમૃત–દહીં

સભ્યતા અને કૃત્રિમતાના આ યુગમાં માણુસને કેટલીક એવી વ્યાધિઓએ જકડી લીધો છે કે શરીર એ રોગોના ઘર જેવું બની ગયું છે. આજકાલ સેંકડે નેવું ટકા તો પેટની વ્યાધિઓથી જ પીડાતા હોય છે. એટલે એમના આહારમાં કોઈ એવું તત્ત્વ ઉમેરાવું જોઈએ જે આમાંથી થોડોઘણો યે છૂટકારો આપી શકતું હોય. આસામની એક સ્ત્રી કેવળ દહીં પર ૧૫ વર્ષો થયાં રહે છે. બલગારિયાવાસીઓનો યે દહીં એ મુખ્ય ખોરાક છે. ડોકટર મૅકનિકોફ તો દહીંને દુનિયાનું અમૃત કહે છે. એના જેવું બલપ્રદ ભોજન બીજું નથી. દૂધ કરતાં તે સારૂં છે, કારણુ દૂધમાં કીટાણુઓ જલ્દી પડે છે જ્યારે દહીંમાં હાઇડ્રોક્લોરિક અને લૅક્ટિક ઍસિડ હોઈ તેનો એટલો પ્રભાવ પડતો નથી, એટલુંજ નહિ પણુ બીજા પદાર્થો તેની સાથે મળતાં તેમાંના કીટાણુઓ પણુ નાશ પામે છે. એટલા માટેજ હિંદુશાસ્ત્રોમાં દૂધ પીને પ્રયાણુ કરવાની મનાઈ કરી છે. ને પ્રયાણુ વખતે દહીંને શુકનમાં ગણ્યું છે. બીજી ખટાશ શુક્રકીટાણુઓને નષ્ટ કરે છે, પણુ દહીં આમ્લ અને મધુર હોઇ, તે પુષ્ઠ કરે છે. અરધો શેર દૂધ જો બરાબર પચી રસમાં પરિવતર્તિ થઈ જાય તો તેનું પોણો ઔંસ માંસ બને છે. દૂધમાં દહીં કરતાં ઉપયોગી તત્ત્વો છે. પણુ તે સંપૂર્ણ પચાવી શકાય ત્યારે જ. આજ તો શુદ્ધ દૂધ પણુ કયાં મળે છે? અશુદ્ધ દૂધ ક્ષય જેવી વ્યાધિઓ યે ઉત્પન્ન કરે છે જ્યારે દહીંને એવું કશું નથી.

દહીં એકલા સ્વાસ્થ્યની જ રક્ષા નથી કરતું. પરંતુ કેટલી યે વ્યાધિઓમાં ઔષધ પણુ બને છે. મૅકનિકોફ તો અપચો, કબજિયાત, અજીર્ણ, કલેજામાં આગ, શરીરનું પીળું પડવું, આળસ વગેરે જે રોગો જલદી બુઢાપો લાવે છે તે સામે દહીં વાપરવાની ખાસ સલાહ આપે છે. એનાથી દાંત સાફ થાય છે ને તેમાં તાકાત આવે છે. શરીર પર મસળી નાખવાથી ચામડીની કુમાશ ને ગોરાશ વધે છે. શરીરમાંના વિષને તે જલદીથી બહાર આણે છે. દહીંમાં મધ નાખી દિવસમાં બે વાર પીવાથી શરીરનું બળ ને કાન્તિ અનેકગણી વધી જાય છે.

(આયુર્વેદ વિજ્ઞાન)

---